આત્મસંયમના ઉપયોગી ઉપાયો સહિત

બાબુ અશ્વિનીકુમાર દત્ત

પ્રણીત

# ભકિતયોગ.

---

અનુવાદકઃ—અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.

બી. એ. (ઓનર્સ.) ભરૂચ.

---

પ્રકાશકઃ—અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.

બી. એ. (ઓનર્સ.) ભરૂચ.

---

૧ લી આવૃત્તિ. સંવત ૧૯૭૪.

---

પ્રત ૧૦૦૦. સને ૧૯૧૭.

---

કિંમત રૂ. ૧–૪–૦.

# અર્પણપત્રિકા.

આ પુસ્તક મ્હારા વડિલ બંધુ,

શ્રીયુત્ છોટાલાલ બાળકૃષ્ણ, એમ. એ.

એમને

લોકસેવાના પ્રથમ પ્રયત્ન તરીકે અર્પણ કરી,

આત્મસંયમ માટે મથતા સર્વે ભાઇઓ સમક્ષ

રજુ કરૂં છું.

અનુવાદક.

# પ્રસ્તાવના.

ભક્તિયોગનું મૂળ પુસ્તક બાબુ અશ્વિનીકુમાર દત્તે બ્રજમોહન કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ પહેલવહેલું કેટલાંક ભાષણોના રૂપમાં આપ્યું હતું, જેના ઉપરથી કેટલાક શ્રોતાઓએ નોંધ લીધી હતી. એ નોંધો ઉપરથી બંગાળીમાં 'ભક્તિયોગ' નું પુસ્તક બહાર પાડવામાં આવ્યું. મૂળ પુસ્તક ભાષણના રૂપમાં હોવાથી ભક્તિયોગના ભાષાંતરમાં પણ જોવામાં આવતો બીજા પુરૂષનો ઉપયોગ યોગ્ય જણાશે. ભક્તિયોગના પુસ્તકમાં ઠામ ઠામ આપેલાં સચોટ ઉદાહરણોની મનોહરતા, આત્મસંયમના ઉપાયોની ઉપયોગિતા, સર્વ ધર્મ પ્રત્યે નિષ્પક્ષપાતી વલણ અને આખા પુસ્તકમાં વ્યાપી રહેલા પ્રભુપ્રેમના અખંડ ઝરાની પવિત્રતા એ સર્વ મૂળ ગ્રંથના વાંચનારને સ્પષ્ટ જણાયા વગર રહેશે નહિ.

સાકરનો સ્વાદ જાણ્યા પછી તે સ્વાદ બીજાઓને ચખાડવાની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે. ભક્તિયોગના મૂળ પુસ્તકનું વાંચન કરવાથી ગુજરાતની પ્રજા સમક્ષ એ પુસ્તક મૂકવાને મારૂં મન લલચાયું. ભાષાંતર કરવામાં અસલી પુસ્તકની સુગંધ મૂળ ભાષામાંજ રહી જાય છે એમ ઘણા લોકો માને છે, અને તે કદાચ સત્ય પણ હશે. પરંતુ, 'ભક્તિયોગ' ની ઉપયોગિતા મૂળ ગ્રંથમાંથી જેવી ને તેવી આવી હશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ. સાહિત્યના એક ગ્રંથ તરીકે નહિ, પણ વ્યવહારોપયોગી ઉપાયોના સંગ્રહ તરીકે આ પુસ્તકની કિંમત હું આંકું છું, અને તે દૃષ્ટિએજ ભાષાંતર કર્યું છે. સોનું અને સુગંધ સાથે મળે એવો

અલૌકિક યોગ થયો હોત તો ઉત્તમ થાત, પણ તેમ થવાને અભાવે એકલું સોનું મળેથી પણ મારા ગુજરાતી ભાઇઓ નિરાશ નહિ થાય એમ હું આશા રાખું છું. ભાષાંતર શબ્દેશબ્દ કરવામાં આવ્યું નથી એટલુંજ નહિ, પરંતુ થોડો ભાગ મૂળ પુસ્તકમાંથી છોડી દેવામાં આવ્યો છે. ભાષાંતરની ભાષા ન્હાનાં મ્હોટાં સર્વેને સમજાય એવી, બને તેટલી સરળ રાખવાને પ્રયત્ન કર્યો છે.

ભક્તિયોગનું પુસ્તક જોતાં તેનો મ્હોટામાં મ્હોટો ભાગ ૪ થું પ્રકરણ—આત્મસંયમના ઉપાયો અથવા ભક્તિના માર્ગમાં અંતરાયો અને તેમને દૂર કરવાના ઉપાયો રોકે છે, અને એ પ્રકરણની અત્યંત અગત્ય પ્રત્યેક વાંચનારને જણાયા વગર રહેશે નહિ. પ્રભુની ભક્તિ કરવાની ઇચ્છા રાખનારે કર્મો કરવાં તથા આત્મસંયમ મેળવવો કેટલો આવશ્યક છે તે પણ જણાઇ આવશે.એ પ્રકરણ હાઇસ્કુલમાં તથા કોલેજમાં અભ્યાસ કરતા આપણા વિદ્યાર્થીઓને તો ઘણુંજ ઉપયોગી થઇ પડશે એમ અનુભવ ઉપરથી મને જણાયું છે. કામ, ક્રોધાદિ ષડ્રિપુઓને જીતવાના ઉપાયો જાણ્યા પછી કોનું મન તે વિજય મેળવવાને ન લલચાય ? વાંચન કરી તે વિચારોને પોતાના વર્તનમાં ઉતારવાથીજ વાંચનનો શ્રમ સફળ થયો ગણાય. દવાની ચીઠ્ઠીમાં લખેલી દવાઓ જાણવાથી કે તે ચીઠ્ઠી ગજવામાં રાખવાથી રોગીનો રોગ દૂર થતો નથી, પરંતુ તે દવા લાવીને પીવાથીજ રોગ મટે છે; તે પ્રમાણે માત્ર વાંચવાથી કાંઇ લાભ થતો નથી. પોતાના જીવનમાં તે વિચારો મૂકવામાંજ બધો લાભ અને બધી મહેનત સમાયલી છે. પ્રત્યેક વાંચકને વિનંતિ છે કે પ્રકરણ ૪ થામાં જે જે ઉપાયો સુચવ્યા છે, તે ધ્યાનમાં લઇ પોતે આત્મસંયમ મેળવવાને પ્રયત્નવાન થવું.

મૂળ પુસ્તકમાં ૪ થું પ્રકરણ અખંડ છે, પરંતુ ભાષાંતરમાં તેના ભાગ પાડી નાંખવામાં આવ્યા છે, કારણ કે તેમ કરવું વધારે સુગમ પડ્યું છે. વળી બીજી આવૃત્તિમાં વધારો કરવાની ઇચ્છા છે તેને માટે પણ એ ગોઠવણ વધારે સારી લાગે છે.

ભાષાંતર કરવાની રજા આપવાને માટે આ સ્થળે આદ્યગ્રંથકાર શ્રીયુત્ અશ્વિનીકુમાર દત્તનો આભાર માનું છું. વળી એમના ભત્રીજા બાબુ સુકુમારદત્ત, એમ. એ. બી. એલ. એમનો પણ એમણે આપેલી મદદ માટે આભાર માનું છું.

ભાષાંતરની ભાષા સુધારવામાં અને બીજી અનેક ઉપયોગી સૂચનાઓ કરવા માટે મારા પરમ મિત્ર નાજુકલાલ નંદલાલ ચોકશીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આ મિત્રની સહાય નહોત તો પુસ્તક હાલમાં જેવું છે તેવું પણ થયું હોત કે નહિ તે ઘણું સંશય ભરેલું છે.

આ સ્થળે અમદાવાદના "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" ના વ્યવસ્થાપક રા. જીવનલાલ અમરશી મહેતાનો પણ તેમણે પુસ્તક છપાવવાના કાર્યમાં આપેલી મદદ માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અમદાવાદમાં સખ્ત પ્લેગ ફાટી નીકળવાને લીધે છપાવવાના કાર્યમાં ઘણી મુશ્કેલીઓ પડી છે અને તેને પરિણામે કેટલીક ભૂલો રહી ગઇ હશે, તેને માટે વાંચકવૃંદની ક્ષમા યાચું છું. વળી લડાઇને લીધે પુસ્તકની કિંમત ઇચ્છા કરતાં વધારે રાખવી પડી છે.

૧૫ મી નવેમ્બર ૧૯૧૭.<br>મીર બાકરઅલ્લીનો વાડો.<br>રાવપુરા—વડોદરા. } અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.

# બાબુ અશ્વિનીકુમાર દત્તનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.



બંગાલમાં અને ખાસ કરીને પૂર્વ બંગાલમાં બાબુ અશ્વિની-કુમાર દત્તનું નામ જેટલું લોકમાન્ય અને લોકપ્રિય છે, તેટલું બીજા કોઇનું ભાગ્યેજ હશે. એમણે પ્રજાને માટે સંગીન, ડોળ વગરનું ને શાંત કાર્ય બારીસાલના જીલ્લામાં ઘણું કર્યું છે. બકરગંજ જી-લ્લામાં આવેલા પટનાખાલી તાલુકામાં બાબુ અશ્વિનીકુમાર દત્તનો જન્મ સને ૧૮૫૬ ના જાન્યુઆરીની ૨૫ મી તારીખે થયો હતો. એમના પિતા બાબુ વ્રજમોહન દત્ત એક પ્રખ્યાત મેજીસ્ટ્રેટ હતા. એમના પિતાના સ્મારક તરીકેજ બાબુ અશ્વિનીકુમારદત્તે પાછળથી વ્રજમોહન સંસ્થાને વધારી, અને પોતે એ સંસ્થાના ચાલક અને આત્મા બન્યા. બાબુ વ્રજમોહન દત્તે એમના પુત્રને વ્યવહારોપયોગી અને સ્વતંત્ર શિક્ષણ આપ્યું. અશ્વિનીકુમારમાં એમના પિતાના ક-રતાં એમની માતાના ગુણો વધારે ઉતરેલા જણાય છે. સહનશી-લતા, સંકટ સમયે મનની સમતા, પોતાના કાર્યને છેવટ સુધી પાર પાડવાની ચીવટ અને પોતાને સત્ય લાગે તે કાર્ય માટે સંપૂર્ણ ભોગ આપવાની સહૃદયતા વગેરે ગુણો એમની માતા તરફથી એ-મને વારસામાં મળેલા છે એમ કહી શકાય. અશ્વિનીકુમાર દત્તે ૧૮૭૦ ની સાલમાં મેટ્રીકની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી. ૧૮૭૨ માં તેઓ એફ. એ. માં પસાર થયા, અને ૧૮૭૬માં બી. એ. માં પાસ થઇ ૧૮૭૭ માં એમ. એ. માં તેઓ પસાર થયા.

અશ્વિની બાબુને મૂળથીજ શિક્ષકનું કાર્ય ઘણું ગમતું હતું. ૧૮૭૯ની સાલમાં તેઓ સીરામપૂર હાઇસ્કુલમાં મુખ્ય શિક્ષક તરીકે જોડાવાથી આખી નિશાળમાં આશ્ચર્યકારક ફેરફાર થઇ ગયો.

એમની અપૂર્વ વ્યક્તિની અને એમના ચારિત્રની અસર એમના હાથ નીચે આવતા વિદ્યાર્થીઓ પર ઘણીજ થતી હતી. એમણે જ્યારે એ સંસ્થા છોડી ત્યારે વિદ્યાર્થીઓ અને શિક્ષકો તરફથી મળેલું છેવટનું માનપત્ર તથા લાગણી ભર્યો આવકાર એમણે કરેલી ઉત્તમ કામગીરીના સારામાં સારા પુરાવા રૂપ હતાં. અશ્વિની બાબુએ વકીલાતની પરીક્ષા પણ એટલામાં પસાર કરી હતી, અને બારીસાલમાં તેઓ વકીલ તરીકે રહેવા લાગ્યા. એમણે જ્યારે વકીલાતનો ધંધો શરૂ કર્યો ત્યારે બારીસાલમાં વકીલો ઘણાજ અપ્રમાણિક અને પતિત હતા. તેઓ આ ધંધામાં જે થોડો સમય રહ્યા, તેટલામાંજ તેમના સહવાસથી વકીલ મંડળમાં ઘણોજ સુધારો થઇ ગયો. વકીલ તરીકે એમની બુદ્ધિ ઘણી ઝીણવટવાળી અને એમની વૃત્તિ કર્તવ્યપરાયણ હતી. ઓન. ભૂપેન્દ્રનાથ બાસુ જેવા વકીલાતના ધંધામાં ઘણુંજ માન મેળવનારા માણસે પણ એકવાર મદ્રાસની કોંગ્રેસમાં જાહેર રીતે કહ્યું હતું કે, " જો અશ્વિની બાબુએ વકીલ તરીકે આખું જીવન ગુજાર્યું હોત તો હાલમાં તેઓ બાબુ રાશબિહારી ઘોષ જે સ્થાને કલકત્તામાં બિરાજે છે તેજ સ્થાને બિરાજતા હોત." આ વાત ખરી છે, અને એ જાણીને આપણને અશ્વિની બાબુની બુદ્ધિને માટે તથા શક્તિને માટે માન થયા વગર રહેતું નથી. પરંતુ, અશ્વિની બાબુને હમેશાં વકીલાતનો ધંધો કરતાં એમજ થયા કરતું કે, " આ ધંધો મ્હારો નથી. " છેવટે, તેઓ પાછા પોતાના મૂળ–શિક્ષણના કાર્યમાંજ જોડાયા. વકીલોમાં એમના જવાને લીધે ખોટ પડી ખરી, પરંતુ શિક્ષકોને એમના આવવાથી અમૂલ્ય લાભ થયો. એમના પિતાએ બારીસાલમાં અંગ્રેજીનાં ઉપલાં ધોરણો શીખવવા માટે વ્રજમોહન સ્કુલ

સ્થાપન કરી હતી. આ નિશાળ સ્થાપન કરવાનું કારણ એ હતું કે, બારીસાલ જીલ્લાની કેળવણી ખાતાની નિશાળમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધી જવાથી કેળવણી ખાતાના ડીરેક્ટર સાહેબે કેળવણી સભાને એ જીલ્લામાં એક બીજી ખાનગી નિશાળ કાઢવાને સૂચના કરી હતી. વ્રજમોહન બાબુની એવી ઇચ્છા હતી કે એ નિશાળ ક્રમે ક્રમે એક કૉલેજના રૂપમાં આગળ ઉપર વિકાસ પામે. પણ તે ઇચ્છા સફળ થતાં પહેલાંજ તેઓ દેવલોક પામ્યા. હવે અશ્વિની બાબુએ પોતાનું ધ્યાન એ નિશાળ તરફ દોર્યું. એમણે તે સંસ્થા એવી તો સારી રીતે ચલાવી કે ૧૮૮૯ માં એમને એફ. એ. ક્લાસ કાઢવાની મંજુરી યુનિવર્સિટિ તરફથી આપવામાં આવી, અને ૧૮૯૮ માં બી. એ. ક્લાસ પણ કાઢવામાં આવ્યો. અશ્વિની બાબુએ એ સંસ્થાનાં મકાનો બંધાવવામાં અને જોઇતાં સાહિત્યો પૂરાં પાડવામાં રૂ. ૭૦૦૦૦—સીત્તેર હજારથી પણ વધારે ખર્ચ પોતાના તરફથી કર્યો છે.

આ સંસ્થાનો ઉદ્દેશ, વિદ્યાર્થીને શારીરિક, માનસિક અને નીતિવિષયક જ્ઞાન, ધર્મ કે જાતિના ભેદ સિવાય આપવું એવો છે. તેમાં બાર ગ્રેજ્યુએટો ચાલક તરીકે કામ કરે છે. સંસ્થાના વિદ્યાર્થીઓના ચારિત્રપર દેખરેખ રાખવાના નિયમો પળાય છે એ આ સંસ્થાની ખાસ ખૂબી છે. અશ્વિનીબાબુ લોકોમાં શિક્ષક તરીકે વધારે નામાંકિત થયેલા છે અને યુવાન વિદ્યાર્થીઓના ગુરૂ તરીકેજ એમની કીર્તિ અખંડ છે.

વળી વ્રજમોહન સંસ્થાની સાથે "નિરાધાર માટે સેવાશ્રમો" ની સંસ્થા પણ સ્થાપવામાં આવી છે. આ સંસ્થા વ્રજમોહન સંસ્થાના વિદ્યાર્થીઓના ઉત્સાહને લીધે ચાલે છે. તેનો ઉદ્દેશ ગરી-

બોને મદદ કરવાનો અને માંદાઓની માવજત કરવાનો છે. એ સંસ્થાનું કાર્ય ઘણુંજ સાદું, દેખાવ કે ભપકા વગરનું છે તો પણ તેને વિષે લોકોમાં ઘણો ઉંચો મત છે. તેર વર્ષ પૂર્વે એક ખબરપત્રીએ લખ્યું હતું કે, "યુદ્ધ થતાં પહેલાં જેમ સૈનિકોને આનંદ થાય તે પ્રમાણે આ સંસ્થાના વિદ્યાર્થીઓને ગરીબોને મદદ આપતી વખતે થતો હતો અને તેઓ પણ યુદ્ધ માટે સજ્જ થયલા સૈનિકના જેવાજ લાગતા હતા." એ સંસ્થાની પ્રશંસા લેફટેનન્ટ ગવરનરથી માંડીને છેક નિશાળના ઇન્સ્પેકટર સુધી સર્વે અમલદારોએ કરેલી છે. સર એન્ડ્રુ ફ્રેઝરે ૧૯૦૪ ની સાલમાં વૃજમોહન સંસ્થા માટે લખ્યું છે કે, "નિર્માલ્ય સંસ્થાઓને કાયમ કરવાની મારી જરા પણ ઇચ્છા નથી, પણ આ જાતની (વૃજમોહન સંસ્થા જેવી) સંસ્થાઓને હું અટકાવવા માગતો નથી એટલુંજ નહિ, પણ નિરાશ પણ કરવા ઇચ્છતો નથી."

૧૯૦૬ ની સાલમાં પડેલા દુષ્કાળ વખતે બારીસાલની લોક–સભાના મંત્રી તરીકે બાબુ અશ્વિનીકુમારે બજાવેલી સેવા ઘણી પ્રશંસાપાત્ર છે. તે સમયે એમણે કરેલા કાર્યની વિગત "મોડર્ન–રિવ્યુ" નામના માસિકમાં સંપૂર્ણ આવી છે. ૧૯૦૬ ની સાલ પહેલાંનાં આઠ વર્ષો સુધી મધુપ્રમેહના વ્યાધિમાં સપડાયલા હોવા છતાં, ડૂબતા વહાણના મજબુત ખલાસીની પેઠે અશ્વિનીબાબુએ લોકોને નાશ પામતા બચાવ્યા. તે સમયે એમણે લગભગ ૧૫૫ દુષ્કાળનિવારણ સ્થાનો નક્કી કર્યાં હતાં. એ સ્થાનો દ્વારા દર અઠવાડીએ રૂ. ૬૦૦૦, ની વહેંચણી દુષ્કાળથી પીડાતા લોકોમાં કરવામાં આવતી હતી. ૧૯૦૬ ની સાલના જુન મહિનામાં આ કાર્ય શરૂ કરવામાં આવ્યું. અને તે વર્ષના અંત લગી ચાલ્યું. પ્રત્યેક જગાને માટે લાયક માણસ શોધી કાઢી તે દરેકે કરેલા

કાર્યનો રિપોર્ટ મંગાવી તેઓ જાતે તેને તપાસી જતા હતા. પોતે પણ દુષ્કાળથી પીડિત લોકોમાં જાતે ફરીને જ્યાં જ્યાં દુઃખી માણસો જણાય ત્યાં ત્યાં તેમને મીઠા માયાળુ વચનોથી દીલાસો આપતા, પછી તે વૃદ્ધ ડોશી હોય કે ન્હાનું બાળક હોય. ભગિની નિવેદિતાએ "મોડર્ન–રિવ્યુ" માં વર્ણન કરતાં એ કામની કદર નીચે પ્રમાણે કરી છે:—

"રાજ્યાશ્રય વગર કેવળ લોકોત્સાહથી જન્મતી અને સ્વયંસેવકો દ્વારા ચાલતી સંસ્થાઓમાં કાર્યની ઝડપને માટે, નેતાઓ તરફ પોતાની પૂર્ણ વફાદારી માટે, સહકાર્ય અને કાર્યકુશળતા માટે બાબુ અશ્વિનીકુમાર દત્તની દુષ્કાળ–સમિતિનો જોટો કોઇ પણ દેશમાં ભાગ્યેજ મળે." "બંગાલે કરેલાં મહાન કાર્યોમાંના એક કાર્ય તરીકે" ભગિની નિવેદિતા આ સંસ્થાને ગણે છે. વળી વધારામાં કહે છે કે, "બકરગંજ જીલ્લામાં આ કામ કરનાર એક શિક્ષક અને તેના નિશાળીઆઓ છે, કારણ કે અશ્વિનીકુમાર દત્ત બારીસાલના એક શિક્ષકજ છે." દુષ્કાળ–સમિતિના કાર્યની સંગીનતા, સહૃદયતા અને યોગ્યતા બધાએ કબુલ કરે છે. આવી સેવા પછી અશ્વિનીબાબુ બારીસાલમાં "લોકોના પિતા" તરીકે ગણાય એમાં શું આશ્ચર્ય ?

આ પ્રકારના કાર્યમાં ગુંથાયલા હોવાને લીધે અશ્વિનીબાબુ કેળવણીના હિમાયતી તરીકે ગણાય અને રાજકીય ચળવળ કરનારાઓમાં ન ગણાય એ સ્વાભાવિક છે. એમના જેવા સંગીન અને પ્રત્યક્ષ કાર્ય કરવામાંજ શ્રદ્ધા રાખનાર માણસ, રાજકીય ચળવળમાં ભાગ લેનાર નેતાઓમાં પણ ન ગણાય એ પણ દેખીતું છે. અશ્વિનીબાબુ પોતે હિંદની કોંગ્રેસના–રાષ્ટ્રીય સભાના–સભાસદ ઘણા સમયથી છે, અને તે સભાની ઘણી બેઠકોમાં તેમણે હાજરી આપેલી

છે. પરંતુ એમનો મત એવો છે કે કોંગ્રેસ–રાષ્ટ્રીય સભા–હાલમાં કરે છે તેના કરતાં ઘણું વધારે પ્રત્યક્ષ અને ઉપયોગી કાર્ય કરી શકે તેમ છે. અશ્વિનીકુમાર દત્ત પોતે નરમ પક્ષના છે, અને તે વિચાર તેઓ ફેરવે તેમ નથી. હિંદુસ્તાનને વિશ્વ પ્રત્યે એક ફરજ બજાવવાની છે એમ તેઓ માને છે. "બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદ યોગ્ય સ્થાન લઇ જગતની પ્રજાઓમાં પણ પોતાનું યોગ્ય સ્થાન લેશે એવો સમય ઘણોજ સમીપ આવતો જાય છે," આ પ્રમાણે ૧૯૦૬ ની બંગાલ પ્રાંતીય પરિષદ્‌માં એમણે કહ્યું હતું. સરકારે એમને વગર કેસ ચલાવે કેદ કરવાનું અવિચારી પગલું ભર્યું છતાં તેમણે એ વિચાર ફેરવ્યો નથી. સરકારે એમના પ્રત્યે જે વર્તન કર્યું તે ઘણુંજ અયોગ્ય અને ન સમજાય તેવું છે. પરંતુ બંગાલના ભાગલાઓએ શું શું કર્યું નથી? હિંદુ અને મુસલમાન વચ્ચે વેરની લાગણી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન, જૂના, ગેરવલ્લે પડેલા સ્વચ્છંદી કાયદાઓનો ઉપયોગ, પોલીસ ખાતાની વધતી જતી અગત્ય અને તેને લીધે બ્રિટિશ ચારિત્રની શાખને લાગતો બટ્ટો એ બધુંજ બંગાલાના ભાગલાઓએ કર્યું છે. સને ૧૯૦૮ ની સાલમાં અશ્વિનીબાબુને સરકારે વગર કેસ ચલાવે કેદ કર્યા. એમના કેસનું સમર્થન 'ધી ઇન્ડીયન વર્લ્ડ' નામના પત્રમાં લોકો તરફથી ઘણી સારી રીતે કરવામાં આવ્યું છે. એ કાર્યથી સરકારે જાતેજ કેટલું નુકશાન વ્હોરી લીધું છે તે સ્પષ્ટ જણાશે. ટૂંકામાં, બાબુ અશ્વિનીકુમારનો બંગાલના ભાગલા વિરુદ્ધ જાહેર મત, સ્વદેશીના કાર્યમાં તેમનો ઉત્સાહ, એમણે લખેલું એક ચોપાનીયું રાજદ્રોહી છે અને લાગણીઓને ઉશ્કેરે એવું છે એમ કહેવાથી એમણે માંડેલો મી. જેકના ઉપર સફળ નીવડેલો દાવો, તથા બેમ્ફાઇલ્ડ ફૂલરને હાથે મળેલી અપમાનકારક વર્તણુક પ્રત્યે એમનો તિરસ્કાર વગેરે કારણોથી સર-

કારની એમના ઉપર ઇતરાજી થઇ. બાકી રહેલું કામ પોલીસ ખાતાના માણુસો તરફથી કરવામાં આવ્યું હતું. હવે એમના બધા ગુણો એમના વિરૂદ્ધમાં ગયા. એમની અદ્ભૂત વ્યવસ્થાપક શક્તિ હવે સરકારની વિરૂદ્ધ દોરાયલી છે એમ સરકારે માની લીધું; બારીસાલના લોકો અને વિદ્યાર્થીઓ ઉપરની તેમની લાગવગ હવે સરકાર વિરૂદ્ધ વપરાય છે એમ અધિકારી વર્ગને લાગ્યું; એમણે સ્વદેશી ચળવળમાં લીધેલો ઉત્સાહભર્યો ભાગ ઇંગ્લીશ નામ અને વસ્તુઓ પ્રત્યે એમનો તિરસ્કાર સૂચવે છે એમ ગણાયું. વળી એમની વૃજમોહન સંસ્થા વિદ્યાર્થીઓને રાજદ્રોહ શીખવવાની એક શાળા છે એમ મનાવા લાગ્યું. દારૂ વગેરે વ્યસન નિષેધક તથા કાયદાઓની તકરાર પતાવવાની પંચાયતો એમણે સ્થાપન કરેલી તે બધી કાયદા વિરૂદ્ધ ગણાઇ. જે લોકોને નેત્રો હતાં, અને જેમણે 'ઇન્ડીકસ'ના લેખો આ વિષય ઉપર વાંચ્યા છે તેઓ તો જાણે છે કે આ બધાં અનુમાનો દોરવાને જરા પણ કારણ હતું નહિ. અધિકારી વર્ગ લોકોને કે લોકોના પ્રતિનિધિઓને મળવાની જરા પણ દરકાર રાખતો નહિ, તેથીજ આ ગેરસમજુતિ ઉત્પન્ન થઇ. એમણે કાઢેલી મદ્યનિષેધક—સમિતિ અને ન્યાય—પંચાયત બંધ કરવામાં આવી, અને વૃજમોહન—સંસ્થાના કાર્યમાં પણ ઘણી અડચણો આવી. અશ્વિની બાબુને બીજા આઠ માણુસો સાથે ૧૮૧૮ના ખાંજરે પડેલા કાયદાની રૂએ કેદ કરવામાં આવ્યા. સરકારને આ પગલું વગર કેસ ચલાવે લેવું પડયું એજ બતાવે છે કે એમને કેદ કરવાને કારણો સબળ હતાં નહિ. મી. ચીરાલે પણ "ટાઇમ્સ" માં લખતાં જણાવ્યું કે, "સરકારે દેશપાર કરેલા નવ માણુસોમાં એક એની સામે તો ૧૮૧૮ ના કાયદો વાપરવાને જરા પણ કારણ હતું નહિ." તે કાર્ય કર્યા પછી સરકારને અશ્વિની બાબુને મુક્ત

કરવાની ફરજ પડી અને લોર્ડ મીન્ટોએ તેમ કરવામાં અશ્વિની બાબુને તો અન્યાયથી મુક્ત કર્યા એમ કહેતાં અમને આંચકો આવતો નથી.

અશ્વિની બાબુએ આખા હિંદમાં પ્રવાસ કર્યો છે. અન્ય પ્રાંતોની ખાસીયતો અને અન્ય લોકોના રીતરીવાજો અને ટેવોનો અભ્યાસ અને અવલોકન કરવામાં એમને અપૂર્વ આનંદ આવે છે. તેઓ સનાતન ધર્મી છે. (યુવાવસ્થામાં એમનું વલણ બ્રહ્મસમાજ તરફ હતું.) સંસ્કૃત અને ફારસી સાહિત્યનું એમને સારૂં જ્ઞાન છે. અશ્વિની બાબુ સ્વભાવે થોડા બોલા અને શરમાળ છે. વધારે સંસર્ગ થતાં તેઓ મળતાવડા છે એમ માલૂમ પડે છે. એમની ઉમર સાઠ વર્ષ ઉપર થઇ છે. સર બેમ્ફાઇલ્ડ ફૂલર પણ એમને વિષે કહે છે કે, "પોતાના દેશની માત્ર શબ્દોથીજ સેવા કરનારા અનેક લોકોમાં અશ્વિની બાબુની ગણત્રી કરી શકાય નહિ." એમણે પરમાર્થની લાગણીઓ વ્યવહારમાં–કાર્યોમાંજ બતાવી શકાય છે એમ માનીને પોતાનું આખું જીવન ગુજાર્યું છે.

"We live in deeds–not years; in thoughts,
not breaths;
In feelings–not in figures on a dial;
We should count time by heart–throbs.
He lives most,
Who thinks most, feels noblest, acts the best."

આ લીટીઓમાં અશ્વિની બાબુનું જીવન કોઇ પણ જીવનવૃત્તાંત કરતાં વધારે સારી રીતે આલેખાયલું છે. ઇતિ શિવમ્.

પુરાણી અંબાલાલ બાલકૃષ્ણ.

# અનુક્રમણિકા.



# ભક્તિયોગ.

## ઉપોદ્‌ઘાત.





ર્તમાન સમયમાં ધાર્મિક વાદવિવાદો ઘણા થાય છે, અને જૂદા જૂદા પંથો એક બીજાના મતોનું ખંડન કરવાને સતત પ્રયત્ન કરે છે. અન્ય ધર્મના અનુયાયિઓની નિંદા કરવામાં આપણને અપૂર્વ આનંદ આવે છે. એવા પણ કેટલાક દાખલાઓ સાંભળ્યા છે કે જેમાં ધાર્મિક ઉપદેશકો અને પ્રચારકોને પોતાનાથી વિરૂદ્ધ મતવાળાઓને ગાળો દેવાને ખાસ સૂચના કરવામાં આવી હતી; અને જેમ તેઓ વધારે ને વધારે ગાળો દે તેમ લોકો તેમની વાણીને વધારે ને વધારે ધન્યવાદથી વધાવી લેતા. આપણે આ જગતમાં થોડા સમયની મુસાફરી માટે આવ્યા છીએ, અને જે હેતુ સિદ્ધ કરવાને આપણું આગમન થયું છે, તેની પ્રાપ્તિને માટે

જો આપણે કાંઇજ કરીએ નહિ તો આપણું જીવન વ્યર્થ જાણવું. આપણે દરેક પંથની અંદર હમેશ વ્યાપી રહેલા સત્યને સ્વીકારવું જોઈએ. બધા ધર્મના ટંટાઓ અને મત ભેદો બાહ્ય અને સ્થૂલ પદાર્થોને અવલંબીને રહેલા છે, પણ આપણે તો ઉપરના છોડાનો ત્યાગ કરીને અંદર રહેલી મીજને મેળવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. દરિયાના કિનારાપર જેટલા રેતીના કણો છે તેટલા મતમતાંતરો કદાચ થાય, જૂદા જૂદા લોકો પોતાની ભિન્ન ભિન્ન રૂચિને અનુસરીને ભિન્ન ભિન્ન માર્ગોને અવલંબે, તોપણ આખું જગત એકજ લક્ષ્ય તરફ પ્રયાણ કરી રહ્યું છે તેની કયો માણસ ના કહી શકશે ? ખરે ! તે એકજ ઇશ્વર સર્વનો અંતિમ લક્ષ્ય છે, અને તે ઈશ્વરને ઓળખનારી મનુષ્ય માત્રમાં રહેતી બુદ્ધિ પણ એકજ પ્રકારની છે. એક સુંદર બંગાળી કાવ્યમાં કહ્યું છે, " હેતુ તો એકનો એક જ છે–ઈશ્વર એક છે, વેદ પણ એક છે, સદ્‌ગુણ, ભક્તિ અને સાક્ષાત્કાર પ્રત્યેક મનુષ્યમાં જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં એકજ પ્રકારનાં માલૂમ પડે છે, દયા અને પ્રેમ એનાં એ હોય છે, મનુષ્ય શરીર એકજ પ્રકારના બીબામાં ઢાળેલું હોય છે, તેમની નસોમાં પણ એકજ પ્રકારનું લોહી સતત વહન કરી રહ્યું છે, પણ જેમ એક સ્થળે પહોંચવાના રસ્તા જૂદા જૂદા હોય છે, તે છતાં જવાનું સ્થળ તો એકજ હોય છે, તેમ ઈશ્વરને પ્રાપ્ત કરવાને માટે ભિન્ન ભિન્ન પંથો હોવા છતાં પણ તે બધાનો અંતિમ પ્રાપ્ય તો માત્ર ઈશ્વરજ છે. " બધા માણસો એકજ સ્થળે પ્રયાણ કરી રહ્યા છે, પછી ભલેને તે આગગાડીથી કે આગબોટથી હોય !

બધા પંથોનું આજ તારતમ્ય છે; માટે એ સિદ્ધાંતને વળગી

રહી ઝગડા અને વાદવિવાદોને દૂર કરવા જોઇએ. મહિમ્ન સ્તોત્રનો એક પ્રખ્યાત શ્લોક આપણામાંથી ઘણાને યાદ તો હશે.

**त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति**
**प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।**
**रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां**
**नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥**

**ભાવાર્થ**—" વૈદિક, સાંખ્ય યોગ, શૈવ અને વૈષ્ણવ વગેરે ભિન્ન ભિન્ન પંથો પૈકી, કેટલાક એકને ખરો અને કેટલાક બીજાને ખરો કહે છે; પણ જેવી રીતે સર્વે નદીઓના પ્રવાહ, સીધા કે વાંકાચૂંકા હોય તો પણ અંતે સમુદ્રમાંજ જઈ મળે છે; તેવીજ રીતે પ્રાણી માત્ર પોતાની ભિન્ન રૂચિને લીધે ગમે તે માર્ગનું અવલંબન કરે તો પણ તે બધાનો પ્રયાસ, હે પ્રભુ ! તને પ્રાપ્ત કરવાનો હોય છે. "

દાણાને નાખી દઇને કણુસલાં અને છાલાંને માટે તકરાર કરનાર માણસો શું મૂર્ખા નથી ? એક બંગાલી કવિએ સત્ય કહ્યું છે કે, " ડુંગર ખાંડવાના ખાંડણીયાની પૂજા કરવાથી પણ જો જીવનનાં દુઃખો દૂર થતાં હોય તો બીજા લોકો શું કહે છે તેની બીલકુલ દરકાર કર્યા વગર તું નિરાંતે તારે માર્ગે ચાલ્યો જા, અને તેમ કરતાં તને પ્રેમનો અદ્ભુત આનંદ પ્રાપ્ત થશે. "

ભલે માણસ સાંબેલાનેજ તેનો પ્રભુ ગણે, પણ જે મળવાનું છે તે તો, " માત્ર શુદ્ધ અને ભક્તિપરાયણ હૃદય જ છે; " અને જો તે હોય તો અજ્ઞાન રૂપી તિમિરનો નાશ થશે; અને માર્ગ સ્પષ્ટ અને સરળ જણાશે. પ્રકાશનીજ ખોળ કરો; જ્ઞાનનું સંશોધન કરો. "

"માંહોમાંહે ઝઘડા કરવાથી અજ્ઞાનનો અંધકાર દૂર થતો નથી; અંધકાર, કેવળ વાદવિવાદ કે બળજોરીથી પણ અજ્ઞાનનો અંધકાર નાશ પામતો નથી. જ્ઞાન રૂપી પ્રકાશનું કિરણુ લાવવાથી બધો અંધકાર ધીમેથી દૂર થઇ જાય છે."

જ્ઞાનરૂપી તેજ જેમનામાં સંપૂર્ણ વ્યાપ્ત થયેલું છે તેઓ કદી પણુ વાદવિવાદ કરતા જણાયા નથી. તેઓ તો સર્વત્ર સમદર્શી હોય છે. જે માણુસ એક પર્વતની ટોચે ઉભો હોય તેને તો જમીન ઉપરનાં બધાં વૃક્ષો એક સરખી ઉંચાઇનાંજ જણાય છે, અને બધાં ખેતરો એકજ સપાટીવાળાં દેખાય છે. નવવિધાન બ્રહ્મ સમાજના પ્રચારક બાબુ પ્રતાપચંદ્ર મજુમદાર આદિ બ્રહ્મ સમાજના નેતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરને મળવા ગયા. ત્યાં મહર્ષિના ટેબલ ઉપર તેમણે ખ્રિસ્તિ ધર્મનાં કેટલાંક પુસ્તકો જોયાં. દેવેન્દ્રનાથને ખ્રિસ્તિ ધર્મ ઉપર કંટાળો હતો એ વાત પ્રતાપચંદ્રને માલૂમ હોવાથી તે પુસ્તક જોઇને તેમને ઘણી નવાઇ લાગી. તેમણે મહર્ષિને પૂછ્યું, "આ પુસ્તક વળી તમારા ટેબલ ઉપર ક્યાંથી?" મહર્ષિએ ઉત્તર આપ્યો કે, "જ્યારે હું નીચાણનાં પ્રદેશમાં ચાલતો હતો, ત્યારે જૂદા જૂદા ખેતરો વચ્ચે આવેલી ટેકરીઓ અને વાડોજ માત્ર મારી દૃષ્ટિએ પડતી હતી; પણુ હવે હું જરા ઉંચે ચાલુંછું એટલે હવે આખો પ્રદેશ મારી દૃષ્ટિ નીચે એક વિશાલ સપાટ ખેતરની પેઠે વિસ્તરે છે, અને ટેકરા ટેકરીઓ વગરનો એકજ માલીકનો વાડો હોય નહિ તેમ દેખાય છે." આધ્યાત્મિક જીવનની ઉચ્ચ કોટિને પ્રાપ્ત કરવાથી તેના હૃદયની વિશાળતામાં વિવિધ—મતોના તથા પંથોના મતભેદો લય પામ્યા હતા. અરે! એતો ઠીક,

પણ આપણે શ્રીરામકૃષ્ણ પરમહંસને બ્રહ્મ સમાજના બાબુ કેશવ-ચંદ્રસેન સાથે ઘણોજ ગાઢ પરિચય હતો તે ક્યાં નથી જાણતા ?

ઇશ્વરનો સાચો ભક્ત જ્ઞાતિ કે ધર્મને માન આપતોજ નથી; તે તો સર્વને સમાન દૃષ્ટિથી જુવે છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોશો તો જણાશે કે બધા માણુસો એકજ પ્રાપ્યની શોધમાં છે, મેં એક વખત શ્રી રામકૃષ્ણ પરમહંસને પૂછ્યું કે "હિંદુધર્મમાં અને બ્રહ્મ સમાજમાં શો ફેર છે ?" તેમણે જવાબ આપ્યો, "આ મંદિરની અંદર કીર્તન થાય છે તે હું સાંભળું છું, પણ તેમાં એક માણુસ છે તે હમેશાં પોતાના વાદ્યમાંથી એકજ પ્રકારનો સૂર કાઢે છે; બીજો એવાજ વાદ્યમાંથી અનેક સૂર અને આલાપ વ્યક્ત કરે છે; વળી કોઇ ત્રીજો બીજા વાદિત્રમાંથી અન્ય સૂર કાઢે છે, છતાં એ બધામાં શો ફેર છે ?" ધારો કે એક વિશાળ તળાવ છે, તેની ચારે બાજુ ચાર ઓવારા છે; અને તે દરેક ઓવારે જુદી જુદી ભાષા બોલનાર માણુસ ઉભો રહી પાણી ખેંચે છે. તેઓને જઇ પૂછીશું કે–"ભાઇ ! તમે શું કાઢો છો ?" તો તેમાંનો એક કહેશે કે "પાણી", બીજો કહેશે કે "જલ," વળી ત્રીજો જવાબ આપશે કે "વૉટર", અને ચોથો "એકવા" કહી ઉભો રહેશે. એકની એક વસ્તુ જૂદા જૂદા માણુસો જૂદે જૂદે નામે ઓળખે છે; પદાર્થ તો એકજ છે. તેવીજ રીતે એકજ પરમાત્માને મનુષ્યો પોતાની ભિન્ન રુચિઓ પ્રમાણે જૂદાં જૂદાં નામો આપે છે." આ પ્રમાણે સર્વ ધર્મનું રહસ્ય જો એકજ છે તો પછી મતમતાંતરનાં ઝઘડા કરવાથી શો લાભ છે ? માણુસના જીવનનો હેતુ–સર્વ ધર્મનું રહસ્ય–પ્રભુપ્રેમ–ભક્તિ–એજ મેળવવાને પ્રયત્નવાન થાઓ !



# પ્રકરણ ૧ લું.

## ભક્તિ એટલે શું ?





ક્તિસૂત્રમાં નારદઋષિ કહે છે કે, ભક્તિ એટલે "કોઈપણ પદાર્થ તરફ ગાઢ પ્રેમ*", અને શાંડિલ્યસૂત્રમાં લખ્યું છે કે, "ભક્તિ એટલે ઈશ્વર પ્રત્યે અપૂર્વ અનુરાગ." (અ. ૧ સૂત્ર ૨) આવા પ્રકારની ભક્તિ તે રાગાત્મિકા, અહૈતુક અથવા મુખ્યા ભક્તિ છે. ભક્તિ રસામૃત સિંધુમાં પણ કહ્યું છે કે, "રાગ એટલે પોતાના ઇષ્ટ પદાર્થ તરફ અંતરના પ્રેમનો સ્વાભાવિક ઉમળકો અને એવા પ્રેમના ઉમળકાવાળી ભક્તિને રાગાત્મિકા કહેવાય છે."

એક બંગાલી ભજનમાં કહ્યું છે કે, "સમુદ્ર તરફ વહન કરવું એ જેમ નદીઓનો સ્વભાવ છે, તથા સુગંધી પ્રસારવી એ જેમ

---

*सा कस्मै परमप्रेमस्वरुपा—ભક્તિ સૂત્ર. ૨.

પુષ્પોનો ગુણ છે, તેવીજ રીતે હે પ્રભુ ! તારે માટે ઝખના કરવી એ આ હૃદયનો સ્વભાવજ છે."

પ્રયત્ન વગર, આપોઆપ હૃદયમાં ઉદ્ભવતી, ઈશ્વર માટે આત્માની સ્વાભાવિક ઉત્કંઠા, એજ સાચી ભક્તિ છે. આ ભક્તિ અહેતુકી હોય છે. હૃદય પોતાની પ્રિય વસ્તુ શિવાય બીજા કશાની દરકાર કરતું નથી. ઐહિક પદાર્થની પ્રાપ્તિને માટે હૃદય ઈશ્વરની પ્રાર્થના કરતું નથી એટલુંજ નહિ, પણ મોક્ષને માટે પણ પ્રભુને યાચના કરવામાં આવતી નથી. પ્રભુ પ્રાપ્તિ એજ ફક્ત હૃદયની ઇચ્છા હોય છે.

શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, " જેણે પોતાનો આત્મા મને અર્પણ કરેલો છે, તેને તો બ્રહ્માસન કે ઇંદ્રાસન માટે પણ ઇચ્છા હોતી નથી; તો પછી તેને અખિલ જગતના સાર્વભૌમ રાજા થવાને કે પાતાલ લોકનું રાજ્ય કરવાને તો ક્યાંથીજ ઇચ્છા હોય ? એટલુંજ નહિ, પણ તે માણસને યોગસિદ્ધિની કે પુનર્જન્મમાંથી છૂટકારો કરવાની પણ પરવા હોતી નથી. તેને તો મારા શિવાય બીજા કશાની પણ ઇચ્છા હોતી નથી. "–( શ્રીમદ્ ભાગવત ૧૧ સ્કંધ અધ્યાય ૧૪ ).

ભક્તરાજ રામપ્રસાદે સત્યજ કહ્યું છે કે, " ભક્તિ એ રાણી છે અને મુક્તિ એતો માત્ર તેની એક દાસી છે." વળી, " જે માણસનું હૃદય પ્રભુ ભક્તિના આનંદરસથી પૂર્ણ છે, તેને મુક્તિ આવીને આપો આપ પગે પડે છે."

સાચા ભક્તો મોક્ષની પણ પરવા કરતા નથી; એમને તો મોક્ષ એની મેળેજ આવી મળે છે. આવા ઉચ્ચ કોટિના ભક્તોમાં બદલો વાળવાની લાગણીનો કેવળ અભાવ હોય છે. " ઈશ્વરે મને આટલા બધા પદાર્થો આપ્યા છે, **તેટલા માટે** મારે તેના ઉપર

પ્રેમ રાખવો જોઇએ," આવા વિચારને માટે સાચા ભક્તના હૃદયમાં બીલકુલ અવકાશ હોતો નથી. સાચી ભક્તિમાં ઇશ્વર શિવાય અન્ય કોઇપણ પદાર્થ માટે બીલકુલ ઇચ્છા હોવી જોઇએ નહિ. જે ભક્તિ ભૂતકાળના ઉપકાર કે ભવિષ્યની સુખેચ્છાઓને અવલંબીને રહેલી છે તે કદીપણ અહૈતુકી હોઇ શકેજ નહિ. અહૈતુકી ભક્તિમાં "એટલે," "માટે" વગેરે કાંઇ હોતું નથી. એક બંગાલી કાવ્ય કહે છે કે, "હું ચાહું છું કારણ કે હું ચાહુંછું, અને તારા શિવાય અન્યને ચહાવાનો કે ઓળખવાનો મારો સ્વભાવજ નથી." અહૈતુકી ભક્તિનું આજ તારતમ્ય છે, અને ભક્તિયોગની પણ આજ ખરી પરાકાષ્ટા છે !

એનાથી ઉતરતા દરજ્જાની ભક્તિ પણ હોઇ શકે છે, તે જો કે "ભક્તિ" ના નામને લાયક નથી, તોપણ સીડીનાં પગથીયાં પેઠે આપણને ઉચ્ચ સ્થાને પહોંચવાને સહાયભૂત થાય છે. એ પગથીયાં પર ચઢવું ઘણું મુશ્કેલ છે તોપણ કોઇએ નિરાશ થવાનું કારણ નથી. પહેલે—પગથીએ શરૂ કરીને પણ અભ્યાસ અને સતત ઉદ્યોગથી ઉંચી ટોચે પહોંચી શકાશે !

મનુષ્યોની ઉચ્ચ કે નીચ કોટિ પ્રમાણે ભક્તિના નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા છે.

૧. રાગાત્મિકા, અહૈતુકી અથવા મુખ્યા.

૨. વૈધી, હૈતુકી અથવા ગૌણી.

સામાન્ય માણુસો હૈતુકી અથવા ગૌણી ભકિતનો સાચા હૃદયથી અભ્યાસ કરતાં કરતાં છેવટે ઉંચામાં ઉંચા પ્રકારની ભકિતને પ્રાપ્ત કરી શકે છે. ભકિત:રસામૃત સિંધુમાં લખ્યું છે કે, "જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં ઇશ્વિરને માટે સ્વાભાવિક પ્રેમ થાય નહિ

ત્યાં સુધી તેણે વૈધી એટલે કે ભકિતને પોષણ આપે એવી ધર્મગ્રં-થોની ચર્ચાથી ઇશ્વરની ભકિત કરવી.

એકજ વાર પ્રભુપર ભાવ ઉત્પન્ન થાય છે એટલે પછી તે થોડાજ સમયમાં ગાઢ પ્રેમમાં પરિણામ પામે છે, અને ગાઢ પ્રેમમાંથી અહૈતુકી ભક્તિ ઉત્પન્ન થાય છે. ધાર્મિક પુસ્તકોના ધ્યાન પૂર્વક સતત અભ્યાસથી, તથા ઇશ્વિરના ગુણો સિદ્ધ કરે એવા વાદવિવાદ તથા વાર્તાઓથી મનુષ્યના હૃદયમાં ઇશ્વિર માટે ભાવ ઉત્પન્ન થાય છે અને પરિણામે ગાઢ પ્રેમ ઉદ્‌ભવે છે. પ્રભુભક્તિના વિષયોમાં એવી તો કાંઈ ખૂબી રહેલી છે કે અંતરનો પ્રેમ આપોઆપ ખેંચાઇ આવે છે. કેટલાએ નાસ્તિકોનાં પાષાણુ હૃદયો પ્રભુ નામના પ્રભાવ આગળ પીગળી ગયાંના અને પ્રભુ પ્રેમમાં ગાંડાતુર થયેલાંના ઘણા દાખલાઓ પ્રખ્યાત થયેલા છે.

આ ગૌણી ભક્તિ, જેના વિષે ઉપર કહેવામાં આવ્યું છે તે-સહેતુક હોય છે. " ઇશ્વિરે મને આટલાં બધાં સુખનાં સાધનો આપેલાં છે, અને હવે પછી પણ મને વધારે સાધનો આપશે. અનેક આફતો-માંથી ઇશ્વરે કેટલીએ વાર મારૂં રક્ષણ કર્યું છે ? તેના જેવો દયાળુ અને માયાળુ બીજો કોણ હોઇ શકે ? " આવા આવા વિચારોને પરિણામે, એટલે કે ભૂતકાળમાં થયેલા અથવા ભવિષ્યમાં થવાના લાભ, એટલે કે ધન, માન કે એવાજ બીજા ઐહિક પદાર્થોની ઇચ્છાપર જે પ્રેમ અવલંબી રહ્યો છે, તે અલબત્ત હલકા પ્રકારનીજ ભક્તિ કહેવાય; તો પણ તે ઉચ્ચ પ્રકારની ભક્તિને પ્રાપ્ત કરવાના એક પગથીયા રૂપ છે.

પ્રહ્‌લાદના હૃદયમાં આ અહૈતુકી ભક્તિ શરૂઆતથીજ જન્મી હતી. તે રાત્રિદિવસ શ્રીકૃષ્ણનું નામજ લીધા કરતો હતો. પણ તેને

પ્રભુ ભક્તિનું કારણ ખબર નહોતું. પરંતુ ધ્રુવ કુમારે રાજ્ય મેળવવાના હેતુથી ઇશ્વરની ભક્તિ કરવા માંડી હતી. "સત્ય હૃદયથી પ્રાર્થના કરવાથી પ્રભુ ભક્તહૃદયની મનઃકામના પૂર્ણ કરે છે" એવી માન્યતાથી ધ્રુવ કુમારે ભક્તિ શરૂ કરી હતી. ઘણાંએ વર્ષો જ્યારે તેણે સતત ધ્યાન કર્યા કર્યું અને તેને પ્રતાપે જ્યારે પ્રભુએ તેને દર્શન દઇ વરદાન માગવા કહ્યું, ત્યારે તેનું હૃદય પ્રભુ પ્રેમમાં એટલું તો આસક્ત થયું હતું કે તે આશ્ચર્યચકિત થયો. જે કામનાથી તેણે ભક્તિ આરંભી હતી તેનું જ્યારે પ્રભુએ તેને સ્મરણ કરાવ્યું ત્યારે તેણે કહ્યું,

"હે પ્રભો ! સત્ય છે કે, મેં રાજ્ય મેળવવાને માટે તારી ભક્તિ શરૂ કરી હતી. પણ મહા મહા મુનિવરોને પણ અપ્રાપ્ય એવા તને પ્રાપ્ત કર્યા પછી હું કાંઇ પણ વરદાનની ઇચ્છા રાખતો નથી. હે ઇશ્વિર ! મારા સર્વ મનોરથ પૂર્ણ થયા છે. હે પ્રભો ! કાચની શોધ કરતાં કરતાં મને દિવ્ય રત્ન પ્રાપ્ત થયું છે !"

કેવો સુંદર પરિપાક ! વળી એક બીજો ભક્ત હતો; તેની સમક્ષ જ્યારે સાક્ષાત્ દેવીએ આવીને વરદાન માગવા કહ્યું ત્યારે તેણે જવાબ દીધો, "હે મા ! બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સતત ભક્તિ કરતા હોવા છતાં પણ મહાભાગ્યેજ પામી શકે એવા તારા ચરણ કમળનાં અલભ્ય દર્શન કર્યા પછી બીજું કયું વરદાન હું માગું ? ખરેખર ! મારા સર્વ મનોરથ પૂર્ણ થયા છે."

એકવાર મેં હરદ્વારવાસી સ્વામી કામરાજ પરમહંસને પૂછ્યું, "તમે ઇશ્વર પાસે શાની યાચના કરો છો ?" ત્યારે તેમણે જવાબ આપ્યો "મારો આત્મા ઇશ્વરમાં હમેશાં તલ્લીન થઇ રહે તે શિવાય મારે બીજું શું માગવાનું છે ?"

ભક્તને તેના હૃદયનો ઇશ પ્રાપ્ત થાય ત્યાર પછી બીજું શું

જોઈએ ? મધમાખીને એકવાર મધ પ્રાપ્ત થાય એટલે પછી તેને પાણીની શી પરવા ? જ્યાં સુધી મનુષ્ય અજ્ઞાન હોય છે ત્યાં સુધીજ ઐહિક સુખોને માટે તે પ્રભુની ભકિત કરે છે. પણ જ્યારે પ્રભુ–પ્રેમની ઝાંખી તેને થાય છે, અને તે પ્રેમમાં રહેલો અતુલ આનંદ અનુભવવામાં આવે છે, ત્યારે તે પ્રભુ શિવાય બીજા કયા પદાર્થની ઇચ્છા કરશે ? પછી તેને કોઇ પૂછે કે, " તું ઇશ્વરને શા માટે ચ્હાય છે ? " તો તે કહેશે કે, "હું ચ્હાઉં છું કારણ કે હું ચ્હાઉં છું". આ પ્રકારે સકામ હૈતુકી ભક્તિ પવિત્ર નિષ્કામ અહૈતુકી ભક્તિમાં વિકાસ પામે છે, અને તે સકામ ભક્તિ એક પગથીયા રૂપ છે.

ગૌણી ભક્તિ ત્રણ પ્રકારના ઉપાસકો પ્રમાણે ત્રણ જાતની હોઈ શકે છે. (૧) સાત્વિકી એટલે શુદ્ધ. (૨) રાજસી એટલે અહંભાવ પ્રધાનરૂપ. (૩) તામસી એટલે મોહરૂપ. મનુષ્ય તામસી ભક્તિમાંથી રાજસી ભક્તિ પ્રાપ્ત કરી શકે છે, અને તેમાંથી વધારે પ્રયત્ન કરીને સાત્વિકી ભક્તિ પણ પામે છે; અને આ સાત્વિકી ભક્તિમાંથી છેવટે અહૈતુકી અથવા નિષ્કામ ભક્તિને પમાય છે. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે, " હે અર્જુન ! દુરાચારી માણસ પણ જો મારી અનન્ય ભક્તિમાં લીન થાય તો તેને મહાત્મા ગણવો, કારણ કે તેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયેલું છે. આવે અનન્ય ભાવે જે મને ભજે છે તે ધર્માત્મા જલદી શાશ્વત આનંદ પ્રાપ્ત કરે છે. હે કૌંતેય ! મારો ભકત કદી નાશ પામતો નથી એ તું ખચિત માન ! ( શ્રીમદ્ ભગવદ્ ગીતા અ૦ ૯ શ્લોક ૩૦–૩૧ ).

ઉપર કહેલી ગૌણી ભક્તિના ત્રણ પ્રકાર નીચે આપ્યા છે. ચોર લોકો, લૂંટારાઓ વિગેરે દુષ્ટ કર્મ કરનારાઓ પોતાના પાપ-

મય હેતુઓ સફળ થાય તે માટે ઇશ્વરની ભક્તિ કરે છે. લૂંટારાઓનાં ટોળાં જ્યારે અસલ ધાડ પાડવા જતાં ત્યારે કાળી માતાની પૂજા કરતાં હતાં, અને જૂઠ્ઠા કેસોમાં પોતાને જીત મળે તેટલા માટે ઘણા લોકો દુર્ગાની પૂજા હાલ પણ કરે છે. આ ભક્તિ તામસી પ્રકારની ગૌણી ભક્તિ છે. જે લોકો ઐહિક સુખોને માટે અર્થાત્ ધન, માન, અધિકાર, જમીન મેળવવાને અથવા શત્રુ પર વિજય મેળવવાને પ્રભુની ભક્તિ કરે છે તે રાજસી ભક્તિ કહેવાય છે. જે લોકો જગતનાં સુખોની દરકાર કર્યા શિવાય કેવળ આનંદ મેળવવા માટેજ ઇશ્વરની પ્રાર્થના કરે છે તે લોકોની ભક્તિ સાત્વિક કહેવાય છે.

આ ત્રણે પ્રકારની ભક્તિમાં કાંઇ ને કાંઇ હેતુ સમાયેલો હોય છે, પણ નિષ્કામ ભક્તિમાં ઐહિક હેતુ હોતો નથી એટલુંજ નહિ, પણ અનંત આનંદ કે મોક્ષની ઇચ્છા માટે પણ તેમાં અવકાશ હોતો નથી.

હવે સકામ ભક્તો ત્રણ પ્રકારના હોઇ શકે; (૧) આર્ત, (૨) જીજ્ઞાસુ, અને (૩) અર્થાર્થી. જે માણસ પોતાની ઉપર આવી પડેલાં સંકટોમાંથી મુક્ત થવાને, અર્થાત્, વિપરીત સંજોગોમાંથી છૂટવાને ઇશ્વરની ભક્તિ કરે તે માણસને આર્ત ભક્ત કહેવાય છે. દાખલા તરીકે, કોઇ માણસ હોડીમાં બેસીને નદી પાર કરતો હોય તેવામાં ઓચિંતુ વાવાઝોડું થાય અને હોડી ડૂબવાની તૈયારીમાં હોય તેવે સમયે દુઃખમાંથી છૂટવાને જે ઇશ્વર પ્રાર્થના કરે તે આર્ત ભક્ત કહેવાય. જીજ્ઞાસુ ભક્તમાં પ્રભુને માટે પ્રથમથીજ પ્રેમ હોતો નથી, પણ તે ઇશ્વરના ગુણો, તથા તેનાં કાર્યો જાણવાને ફક્ત આતુરતાવાળો હોય છે, અને તેટલાજ માટે અભ્યાસ કરે છે. જે મનુષ્ય અમુક નિશ્ચિત વસ્તુ–ધન, સંતતિ, કીર્તિ વિગેરેની પ્રાપ્તિને માટે ઇશ્વરની પ્રાર્થના કરે તે અર્થાર્થી ભક્ત છે.

ઉપર ગણાવેલા ભક્તો નીચી કોટિના છે, છતાં તેઓ પણ ભક્તિના સતત અભ્યાસથી નિષ્કામ ભક્તિને પણ મેળવી શકે છે. જેઓ આર્ત હશે તેઓ પોતાનું સંકટ દૂર થઈ ગયા પછી પણ ઈશ્વરની ભક્તિ કર્યા શિવાય રહેશે નહિ, અને તેમ કરતાં તે નિ-ષ્કામ ભક્તિને પામશે. જીજ્ઞાસુ ભક્ત પુસ્તકોમાં અને બાહ્ય જગ-તમાં ઇશ્વરનો અભ્યાસ કરતાં કરતાં તેની ઉપર નિષ્કામ પ્રેમ રાખતાં શીખે છે, કારણ કે અભ્યાસ કરતાં કરતાં તેનું મન ઈશ્વર ઉપર વધારે ને વધારે આસક્ત થતું જાય છે. અર્થાર્થી ભક્ત નિષ્કામ ભક્તિને કેવી રીતે પામે છે તેનો સારામાં સારો દાખલો ધ્રુવકુમાર છે !





# પ્રકરણ ૨ જું.

## ભક્તિ માટે યોગ્યતા.



શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે, " જે માણસ જગતના પદાર્થોથી વિરક્ત નથી, તેમજ જેના હૃદયમાં તેમના પર અતિ આસક્તિ પણ નથી, પણ જેના હૃદયમાં ઈશ્વર માટે ભાવ ઉત્પન્ન થયો છે તે માણસ ભક્ત થવાને લાયક છે. " ( અ૦ ૨૦ શ્લોક ૮ ).

જ્યાં સુધી માણસ સંશય રૂપી અંધકારમાં હોય છે ત્યાં સુધી ભક્તિ તેને માટે શક્ય નથી. ઈશ્વર તરફ લગારે વૃત્તિ દોરાયા વગર ભક્તિ સાધ્ય થાય જ નહિ. નિત્ય નહિ તો પણ કોઇ કોઇવાર માણસનો ભાવ ઈશ્વર તરફ હોય તોજ તે ભક્ત થઇ શકે.

ભક્તિને વય, વર્ણ, સ્થિતિ કે જ્ઞાતિ સાથે કાંઇજ સંબંધ નથી. ઘણાની એવી ભૂલ ભરેલી માન્યતા હોય છે કે પુખ્ત ઉમર થયા પહેલાં ભક્તિ કરવી નહિ. પરંતુ બાલ્યાવસ્થા એજ ભક્તિને કેળ-

વવાનો સારામાં સારો સમય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે, "હૃદય માટીના જેવું પોચું હોય—એટલે કે જગતના સંસર્ગથી નિષ્ઠુર થયું ન હોય—તે પહેલાંજ ભકિતનાં બીજ વાવો." મારો એક મિત્ર મને કહેતો હતો કે, "વૃદ્ધાવસ્થામાં ભકિત શરૂ કરવી એ શેતાનનું એંઠું ઇશ્વરને ધરાવ્યા બરોબર છે." ઘરડા માણસો ઘણીવાર એમ કહેતા જણાય છે કે બાલ્યાવસ્થા જ્ઞાન મેળવવાને માટે, યુવાવસ્થા ધન પ્રાપ્તિને માટે, અને વૃદ્ધાવસ્થા ભકિત કરવાને માટે છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં પરમેશ્વરનો કાંઇ એવો આશય હોય એમ જણાતું નથી. વિદ્યા તથા ધન ઇશ્વરની ભકિત સાથે ઉપાર્જન કરવાનાં છે. ધર્મ રહિત વિદ્યા અને ધન શા કામનાં ? અધર્મી માણસોમાં તો ધન પ્રાપ્તિ અને વિદ્યોપાર્જનથી ઉલટી પાપવૃત્તિઓ પોષણ પામે છે; અને વૃદ્ધાવસ્થા માટે પશ્ચાત્તાપ શિવાય બીજું કાંઇ પણ રહેતું નથી. તે નીચે આપેલા શ્લોક ઉપરથી વધારે સ્પષ્ટ થશે. "હે ગણેશ જનનિ ! દુર્ગા ! બાલ્યાવસ્થામાં મેં તારી ભકિત કરી નહિ, કારણ કે તે સમયે મને વાચા નહોતી; કિશોર વય અને યુવાવસ્થામાં જ્ઞાન મેળવવામાં અને જગતની ઉપાધિઓમાં મારૂં મન ગુંથાયલું હોવાથી મારાથી ભક્તિ થઇ શકી નહિ; અને હવે મૃત્યુના સતત ભણકારાઓથી ઘણો ભયભીત થાઉં છું. હું અનાથ હવે કોને શરણે જાઉં ?" ખરે ! આવા હાલ જીવનની પૂર્વાવસ્થામાં જેઓએ ધર્મની દરકાર કરી નથી તેમના થાય છે; અને તેથીજ ઉત્તરાવસ્થામાં તેઓ મૃત્યુથી ભય પામે છે. પણ ભક્તિમય જીવન ગુજારનારને તેનાથી જૂદોજ અનુભવ થાય છે. તેતો કહે છે કે, "હે યમ ! તારા દાંતીયાંથી હું લેશ માત્ર પણ ત્રાસતો નથી." મનુષ્યે મૃત્યુને માટે હમેશાં તૈયાર થઇ

રહેવું જોઇએ, કારણ કે મૃત્યુ યુવાવસ્થામાં તેમજ વૃદ્ધાવસ્થામાં આવી શકે છે. મહાભારતના શાંતિપર્વમાં કહ્યું છે કે, "બાલ્યાવસ્થામાંજ ધર્મશીલ થાઓ, કારણકે કાળ ક્યારે કોને ઝડપશે તે કોણ જાણી બેઠું છે?" (અ. ૧૭૫. શ્લો. ૧૫ ) પ્રલ્હાદ ભકતે પણ કહ્યું છે કે, "ડાહ્યા માણસોએ બાલ્યાવસ્થામાંજ ભક્તિનું પોષણ કરવું, કારણ કે મનુષ્ય જન્મ દુર્લભ છે અને અનિશ્ચિત છે એટલુંજ નહિ, પણ સંપૂર્ણ ફલને પણ આપવા વાળો છે;—માટે બાલ્યાવસ્થામાંજ ભક્તિ કરવી."

જેટલા મહાન ભકતો થઇ ગયા છે તેમાંના ઘણાખરામાં પ્રભુ પ્રત્યેનો પ્રેમ બાલ્યાવસ્થામાંજ પોષાયો હતો. બાલપણમાં જેણે ભકિત કરી નથી તેની વૃદ્ધાવસ્થા પશ્ચાત્તાપથી પૂર્ણ નીવડે છે, માટે સ્ત્રી પુરૂષોએ પૂર્વાવસ્થામાંજ ભકિતનું સેવન કરવું કે જેથી વૃદ્ધાવસ્થામાં પશ્ચાત્તાપ કરવાનો સમય આવે નહિ. ભકિત કરવામાં જ્ઞાતિ, કુલ, ઉંચ, નીચ વગેરે કોઇપણ પ્રકારનો ભેદ હોતો નથી, એ પૂર્વે જણાવવામાં આવ્યું છે. શાંડિલ્ય રૂષિએ પણ કહ્યું છે કે, "નીચમાં નીચ, અધમ વર્ણોને પણ ભાકત કરવાનો અધિકાર છે." ( શાંડિલ્ય સૂત્ર અ. ૨ સૂત્ર ૭૮ )

સત્ય હૃદયથી ચાંડાલ પણ ઇશ્વિરની ભકિત કરે તો ઇશ્વર તેનાથી, ઉચ્ચ જ્ઞાતિના કોઇપણ માણસની ભક્તિથી તે જેટલો પ્રસન્ન થાય તેટલોજ પ્રસન્ન થશે. ઇશ્વરને મન ઉંચ કે નીચ કાંઇ છેજ નહિ. તેને મનતો બધા સમાન છે. ચાંડાલ આપણને ચાહી શકતો નથી શું? અને જો તે આપણને સત્ય પ્રેમથી ચહાતો હોય તો ક્યાં સુધી આપણે તેના પ્રેમનો અનાદર કરી શકીશું? નિષાદનો અધિપતિ ગુહક શ્રી રામચંદ્રને ઘણી છૂટથી તુંકારો કરીને

બોલાવતો હતો. તેના આવા અસભ્ય વર્તનથી લક્ષ્મણને મહા ક્રોધ થયો. તેથી એક સમયે રામચંદ્રજી જોડે આટલી બધી છૂટ લેવા માટે તેને મારી નાંખવાને તે તૈયાર થયો. ત્યારે શ્રી રામચંદ્રે તેને અટકાવીને કહ્યું, "હે લક્ષ્મણ! તું કોને મારવા તૈયાર થયો છે? શુદ્ધ અને ગાઢ પ્રેમને લીધેજ એ મને તુંતાંથી બોલાવે છે; એટલા માટે તું એને દોષ દે નહિ! એ મારા વ્હાલા મિત્ર પ્રત્યેનો મારો પ્રેમ ઉલટો તેનાથી વધે છે. પ્રેમથી ચાંડાલે પણ મને પોતાનો કરી લીધો છે પણ પ્રેમ વગરનો બ્રાહ્મણ મારે કશા કામનો નથી. મારા ઉપર જેને પ્રેમ નથી તેવા માણસનું આવેલું અમૃત પણ મને અગ્રાહ્ય છે; પણ જે મારા ઉપર અનન્ય પ્રેમ રાખે છે તેના હાથનું ઝેર સુદ્ધાં મને ગ્રાહ્ય છે."

વળી શબરી પણ ચાંડાલ હતી, છતાં શ્રી રામચંદ્રે તેનાં ખાધેલાં બોર ખાધાં હતાં. પવિત્ર પ્રેમ—ભક્તિ—સઘળી વસ્તુઓને પવિત્ર કરે છે.

• "અષ્ટધા ભક્તિ મ્લેચ્છમાં હોય તો તેને પણ ભક્ત શિરોમણી રૂષિ, જ્ઞાની કે સન્યાસી સમજવો." ગરૂડપુરાણ અ. ૨૩૧ શ્લો. ૯.

ભક્તિ કરવામાં ગરીબ કે ધનવાનનો ભેદ હોઇ શકતો નથી. વળી પ્રભુ ગરીબનો બેલી છે એ તો ઘણા સમયથી પ્રચલિત વાત છે; કારણ કે ગરીબ માણસને સદ્‌ગુણી થવું ઘણું સ્હેલું છે, જ્યારે શ્રીમંત લોકોને તેમના માર્ગમાં ઘણી લાલચો નડે છે. જીસસ ક્રાઇસ્ટે સત્યજ કહ્યું છે કે, "સોયના નાકામાંથી ઉંટને પસાર થવું કદાચ સ્હેલું પડશે, પણ ધનવાનનું ચિત્ત ભક્તિમાં લાગવું તેથી પણ વધારે મુશ્કેલ છે."

શ્રીમદ્ ભાગવતમાં એક સુંદર ઉપાખ્યાન છે તેમાં કલિ અને પરીક્ષિત રાજાનો સંવાદ આપેલો છે. જ્યારે પરીક્ષિત રાજાના રાજ્યમાં કલિ ત્રાસ્યો ત્યારે તે બે કર જોડીને રાજા પાસે ગયો અને પોતાને રહેવાને કોઇ સ્થળ આપવાને તેણે રાજાને વિનવ્યો. રાજાએ જવાબ આપ્યો, " મારા રાજ્યમાં તારે માટે મુદ્દલ જગો નથી. " ત્યારે કલિએ દુઃખથી કરગરીને કહ્યું, " હે રાજા! કૃપા કરીને મને રહેવાને જગો તો અવશ્ય આપો. " પછી દયા આવતાં રાજાએ તેને જુગારખાનું, પીઠાં, વેશ્યાવાડ અને ખાટકી વાડ એટલાં સ્થળો રહેવાને માટે આપ્યાં. કલિને વિચાર કરતાં જણાયું કે આ સર્વે સ્થળોએ એકે સમયે રહેવું ઘણું મુસ્કેલ થઇ પડશે, માટે તેણે એવી કોઈ જગા શોધી આપવાને કહ્યું કે જેમાં આ ચારે સ્થળો મળેલાં હોય! રાજાએ તેને એક સુવર્ણનો ગોળો કરી આપ્યો અને કહ્યું, " આ વસ્તુમાં ઉપલી ચારે વસ્તુના ગુણો શિવાય વૈર એ એક વધારાનો ગુણ પણ સમાયલો છે! "

ધન એ ઘણા દુર્ગુણોનું મૂળ છે. ધનવાન વર્ગમાં સત્ય ભક્તો ભાગ્યેજ મળી આવે છે. દ્રવ્યનો મદ કાંઇ પ્રભુના દરબારમાં ચાલતો નથી. ભક્ત થવા માટે નમ્ર સ્વભાવની ખાસ અગત્ય છે. બાહ્યોપચાર કે આડંબરથી કાંઇજ અર્થ સધાતો નથી. ચીંથરેહાલ હોવા છતાં જો મનુષ્ય તેની ભક્તિ સત્ય અંતઃકરણથી કરે છે તો તેને પ્રભુ—અનાથનો નાથ—પ્રાપ્ત થાય છે; પરંતુ ફક્ત કર્મકાંડ કે વિધિથી કાંઇજ ફળ પ્રાપ્ત થતું નથી. એક બંગાલી કાવ્યમાં લખે છે કે, " હે પ્રભુ! તારા ભક્તના પ્રેમથીજ તું બંધાએલો છે. ભક્તિ અને પ્રેમ વગરની માત્ર શુષ્ક ક્રિયાઓથી કાંઈ તારૂં સત્ય જ્ઞાન થતું નથી. દ્રવ્યથી તને કોણ ખરીદી શકે તેમ છે? "

દુર્યોધનનાં મિષ્ટ પકવાનો કરતાં ગરીબ વિદુરજીની ભાજી ભગવાનને વધારે મિષ્ટ લાગે છે !

ભક્તિ કરવા માટે વિદ્યાની પણ કાંઇ ખાસ જરૂર નથી, જો કે વિદ્યા પ્રાપ્ત કરવાથી ભક્તિનો માર્ગ ઘણીવાર સરળ થાય છે ખરો. શ્રી રામકૃષ્ણ પરમહંસ આ સિદ્ધાંતના એક ઉત્તમ ઉદાહરણ રૂપ છે. એમનું ભણતર કેટલું હતું ?-જરા પણ નહિ. છતાં પણ આપણામાં એમના જેવો જ્ઞાની કોણ હતો ? ઘણા ઘણા પંડિતો પણ એમના ચરણ પ્રતાપે જ્ઞાન મેળવતા તે આપણે જાણીએ છીએ. એમના જેવા મહા પુરૂષો તો કુદરતરૂપી પુસ્તકનો અભ્યાસ કરે છે, અને તે પણ એવી રીતે કે પંડિત ગણાતા લોકો પણ તેનાથી અજ્ઞાત હોય છે. ઇશ્વર સર્વનો પિતા છે અને પોતાના પિતાને બોલાવવા માટે મોટા ગ્રંથોનો અભ્યાસ કરવાની જરૂર પડતી નથી. અભણ ભરત પોતાના હૃદયનો શુદ્ધ પ્રેમ ખુલ્લા દિલથી પ્રભુ તરફ વ્હેવડાવે છે અને ઇશ્વર તેને ધીમે ધીમે કુદરતના ગાઢ અને ઉંડાં રહસ્યો જણાવી આશ્ચર્યચકિત કરે છે.

" પારધિના આચરણમાં વિશેષ શું હતું? ધ્રુવકુમારની ઉમ્મર કેટલી હતી ? ગજેન્દ્રમાં વિદ્યા કયાં હતી? કુબ્જામાં સૌંદર્ય કેટલું હતું ? સુદામા પાસે કાંઇ પૈસો હતો ? વિદુરનું કુળ કયાં ઉચ્ચ હતું? ઉગ્રસેનમાં પરાક્રમ કેટલું હતું? છતાં પણ પ્રભુ તેમને બધાને પ્રાપ્ત થયા ! પ્રભુ તો માત્ર ભક્તિ સામુંજ જુવે છે-તે કાંઇ આચરણ, વય, વિદ્યા, સૌંદર્ય, ધન, કુલ કે પરાક્રમ, કશાને જોતા નથી."

ભક્તિ સફલ થવા માટે એકલા વૈરાગ્યથી ચાલતું નથી; તેના ઉપરાંત અડગ શ્રદ્ધાની પણ જરૂર છે, એક દિવસ નારદઋષિ વૈકુંઠમાં જતાં જતાં રસ્તામાં એક તપસ્વીને મળ્યા. તે તપસ્વીનું શરીર રાફ-

ડામાં અડધું દટાઇ ગયું હતું. તેણે નારદઋષિને પૂછ્યું. “ હે નારદ-ઋષિ ! તમે વૈકુંઠમાં જાઓ તો વિષ્ણુ ભગવાનને પૂછી જોજો, કે મારે મોક્ષ મેળવવાને આ પ્રમાણે કેટલાં વર્ષો જોઈશે ? ” નારદજી તેને વચન આપી આગળ ગયા, એટલામાં એક શાંતિરામ કરીને સાધારણ જેવો જણાતો માણસ તેમને મળ્યો. શાંતિરામે નારદઋષિને જોઇને પૂછ્યું, “તમે કયાં જાઓ છો ? વૈકુંઠમાં જાઓ છો ?” નારદ-ઋષિએ હા કહેતાં તે પોકારી ઉઠ્યો, “ તમારા ઇશ્વરને પૂછી જોજો કે ભજન, પૂજન કે તપશ્ચર્યા કર્યા વગરનો મારો આ ગાંજો વૈકુંઠમાં આવી શકશે કે નહિ ?” નારદઋષિએ બન્ને સવાલો વૈકુંઠમાં પહોંચ્યા બરાબર ભગવાનની સ્તુતિ પૂર્ણ થતાં પૂછી જોયા. શાંતિરામનું નામ દેવાતાં ભગવાનને લાગણી થઇ હોય તેમ તેમને જણાયું; અને પછી તરત ભગવાન બોલી ઉઠ્યા, “ અહો નારદ ! એ શાંતિરામ જેવો મારો અનન્ય ભક્ત બીજો કોણ હોઇ શકે ! પણ તમે બીજો માણસ કહો છો તે કોણ છે ?” નારદ ઋષિએ પાછા જતાં બન્નેનો સંદેશો પાછો કહી બતાવ્યો. શાંતિરામ તો આનંદથી નાચવા લાગ્યો અને બોલવા લાગ્યો, “અહો શાંતિરામ ! હવે તું આનંદ કર ! તારા ગાંજાને વૈકુંઠમાં સ્થાન મળ્યું છે. ”

આ પ્રમાણે શ્રદ્ધાથી કાર્ય સિદ્ધ થાય છે. નારદઋષિએ ભક્તિ સૂત્રમાં કહ્યું છે કે, “ પ્રભુના સત્ય ભક્તો ન્યાત જાતને, વિદ્યાને, રૂપને, જન્મને, કુલને, ધનને કે કર્મકાંડને માન આપતા નથી.” (સૂ. ૭૨). જેવી રીતે ઇશ્વરની દૃષ્ટિએ સર્વ મનુષ્યો સમાન હોય છે તેવી રીતે તેના ભક્તની દૃષ્ટિએ પણ બધા સમાનજ હોય છે.

ઘણા લોકો એમ કહેતા સાંભળવામાં આવે છે કે, “ ભાઇ ! અમે તો સંસારની ખટપટમાં એટલા બધા પડેલા છીએ, કે અમારાથી

ભક્તિ થઇ શકતી નથી.” પરંતુ આ દલીલ ખોટી છે; કારણકે સંસાર વ્યવહારમાં રહીને પરમ ભક્ત થયાનાં ઘણાં દૃષ્ટાંતો છે. શ્રી ચૈતન્યદેવના પરમશિષ્ય ઓરિસ્સાના રાજાના હિસાબી પ્રધાન હતા. તેમના શિરપર એક રાજ્યનો ભાર હતો, છતાં શ્રી ચૈતન્ય તેમને એક મહાન ભક્તમાં ગણતા હતા. વળી શ્રી ચૈતન્યનો બીજો શિષ્ય નિત્યાનંદ પણ ગૃહસ્થાશ્રમી હતો. એકવાર મુકુંદ નામે ચૈતન્યનો એક શિષ્ય ગદાધરને સાથે લઇને ભકત પુંડરીકને ત્યાં ગયો. ત્યાં પુંડરીકના ઘરમાં પેઠા પછી ગદાધરને જણાયું કે પુંડરીક ઘણી એશ આરામની જીંદગી ગુજારતો હતો. પાસે જઇને બેસતાં તેણે જોયું તો પુંડરીક ધોળી બરફના જેવી ચાદરવાળી એક હાથ ઉંચી તળાઇમાં આળોટતો હતો; તેનો ઓરડો સુગંધી પદાર્થથી મઘમઘાટ થઇ રહ્યો હતો; અને તે શિવાય પણ એશઆરામના બીજા ઘણા પદાર્થો ત્યાં આગળ હાજર હતા. ગદાધરને આવો વિપરીત પ્રકાર જોઇને ઘણુંજ માઠું લાગ્યું, કારણ કે પુંડરીક તે સમયે એક મહાન ભક્ત ગણાતો હતો; એટલે ગદાધરે તેના વિષે કાંઇ જૂદીજ કલ્પના પોતાના મનમાં બાંધી હતી. મુકુંદ તરતજ આ વસ્તુસ્થિતિ જાણી ગયો, અને તરતજ તેણે પ્રભુ નામનો ઉચ્ચાર શરૂ કર્યો. તે શ્રવણ કરવાથી પુંડરીકને સમાધિ થઇ ગઇ અને તે પથારીમાંથી ધબ દઇને નીચે પડયો. ગદાધરને આ બનાવ જોતાં ઘણુંજ આશ્ચર્ય લાગ્યું, અને જતી વખતે તેણે પોતાના અપરાધની પુંડરીક પાસે ક્ષમા માગી.

સંસારી માણસો શા માટે ઇશ્વરની ભકિત ન કરી શકે ? આ સંસાર શું પ્રભુએજ રચેલો નથી ? શું આ જગતમાં પ્રભુનું રાજ્ય ચાલતું નથી ? ઇશ્વરેજ આપણને આપણાં માતાપિતા અને

સગાં વહાલાંઓ આપ્યાં છે, તો પછી આપણાં સગાંઓ પ્રત્યે આપણી ફરજ બજાવતાં પ્રભુ સાથેનો આપણો સંબંધ શા માટે તૂટવો જોઇએ ? જો આપણે પ્રભુભક્તિમાં આપણું હૃદય અને આત્મા અર્પીશું તોજ આપણે લાલચોમાંથી બચી શકીશું. પ્રભુમાં આસક્તિ રાખવાથી ગમે તેવો સંસારી માણસ પણ પોતાનું હૃદય પાપથી અને અનેક વાસનાઓથી મુક્ત રાખી શકે છે.

" જેમ કોઇ નાચનારી સ્ત્રી માથા ઉપર મટુકી મૂકી, વિવિધ તાલાનુસાર અંગ મરડીને નૃત્ય કરે છે, છતાં પણ તેનું ધ્યાન તો માથાપરની મટુકી ઉપરજ હોય છે; તેજ પ્રમાણે સાચોભકત પોતાનાં કાર્યોમાં મચ્યો રહે છે, છતાં તેનું ચિત્ત તો હમેશાં પ્રભુન ચરણ-કમળમાંજ ચોટેલું રહે છે."

જ્યારે શુકદેવજી જનકરાજા પાસે યોગનો અભ્યાસ કરવા માટે ગયા, ત્યારે તેમના મનમાં એક શંકા હમેશાં થયા કરતી કે, " આવો સંસારી માણસ ઇશ્વરનો ભકત કેવી રીતે થઇ શકે ? " જનકરાજાને આ વિચારની ખબર પડી એટલે તેમણે એક તેલનો વાડકો છલાછલ ભરીને શુકદેવજીને આપ્યો, અને કહ્યું, " આ વાસણ તમારા હાથમાં લઈ મારા નગરમાં બધે ફરી આવો, પણ ધ્યાન રાખજો કે એમાંથી એક ટીપું પણ તેલ ઢોળાય નહિ. " પછી શુકદેવે પાછા આવી વાડકો રાજા પાસે મૂકયો; એટલે પછી જનકે તેણે શું શું જોયું તે વિષે પૂછતાં, શુકદેવે તેને બધી ઝીણી ઝીણી બાબતો પણ કહી બતાવી. ત્યારે રાજાએ કહ્યું. " એતો ઠીક, પણ વત્સ ! આ બધી વસ્તુઓ જોતાં જોતાં ચાલવા છતાં, તારા વાડકામાંથી તેલનું ટીપું પણ ન ઢોળાયું તેનું કેમ ? " શુકદેવે ઉત્તર આપ્યો, " હે રાજા ! હું બધું જોતો હતો

ખરો પણ મારૂં ધ્યાન તો આ વાડકામાંથી તેલ ન ઢોળાય તે તરફજ લાગેલું હતું." જનકે કહ્યું, "ખરેખર ! તેજ રીતે જો કે હું સંસારનાં મારાં સર્વ કાર્યો કરૂં છું, છતાં પણ મારૂં ચિત્ત તો પ્રભુના ચરણકમળમાંજ ચોંટેલું હોય છે." જનકના જેવા થવાને પ્રત્યેક સંસારીએ પ્રયત્ન કરવો જોઇએ. પ્રભુનો સાચામાં સાચો ભક્ત તો તેજ છે, કે જે સંસારની સઘળી કડાકુટ માથે હોવા છતાં પણ નિત્ય પ્રભુ સાથે મનને એકતાર રાખે છે. આવા માણસોને કશાનો ભય લાગતો નથી. આપણાં હૃદયો તો પવનની લ્હેરથી ડગમગી જાય છે. પણ આવા ભક્તોનાં મન હિમાલય જેવા ગિરિરાજના પતનથી લેશ માત્ર પણ ક્ષોભ પામતાં નથી, સુખ દુઃખથી તેના હૃદયની શાંતિપર જરાએ અસર થતી નથી. જનકરાજા કહે છે,

"અખૂટ દ્રવ્યનો માલીક છું, છતાં 'મ્હારૂં' એવું કાંઇજ મને લાગતું નથી; કદાચ આખી મિથિલા નગરી બળી જાય તો પણ તેમાં મારૂં કાંઇ પણ નાશ પામે તેમ છેજ નહિં. ( મહાભારત શાંતિપર્વ. અ. ૧૭૮ શ્લો. ૨. )

એવા ઘણાએ માણસો મળી આવે છે જેઓ "દુઃખમાં શોક રહિત અને સુખમાં સ્પૃહા વગરના હોય છે." ( ગીતા. અ. ૨ શ્લો. ૬૨. )

બંગાળામાં મારા એક મિત્ર રામતનુ લાહિડી ( હાલમાં સ્વર્ગવાસી થયા છે તે ) નો સૌથી મ્હોટો છોકરો કલકત્તાની મેડીકલ કોલેજમાં અભ્યાસ કરતો હતો. તે છેલ્લા વર્ષમાં આવી પહોંચ્યો હતો, અને ઘણોજ હુંશિયાર હતો. દરેક પરીક્ષામાં ઇનામ અને ચાંદ સાથે પાસ થતો હતો. આ એકનો એક પુત્ર પચ્ચીશ વર્ષની

ભર જુવાનીમાં મરણુ પામ્યો ! જે દિવસે તે છોકરો મરણુ પામ્યો તેજ દિવસે અમે ( અશ્વિનીકુમાર વિગેરે ) કેટલાક મિત્રોએ કાંઇ કારણુસર તેમને ત્યાં એકઠા મળવાનું ઠરાવ્યું હતું. બે મિત્રો સાંજે તેમને ત્યાં જઇ પહોંચ્યા, ત્યારે તેમણે રામતનુને બ્હારના વાડામાં વાતો કરતા જોયા. એટલે તે મિત્રોને કાંઇ પણુ અશુભ બનાવની ખબર પડી નહિ. તેમાંનો એક જણુતો જ્યાં એકઠા થવાનું ઠેકાણું હતું તે ઓરડા તરફ ચાલવા માંડયો. ત્યારે તે વૃદ્ધ માણસે પૂછ્યું, " તમે કયાં જાઓ છો ? " મિત્રે જવાબ દીધો, " હું એ ઓરડામાંથી એક ન્યૂસપેપર લેવા જાઉં છું. " તે ગૃહસ્થે શાંત ચિત્તે કહ્યું, " એ ઓરડામાં આજ જશો નહિ, ત્યાં મારા પુત્રનું શબ પડયું છે. " તે સાંભળનાર માણસ તો સજ્જડજ થઇ ગયો, અને ચુપચુપ પાછો ફરી એક જગાએ બેઠો. એટલામાં તે વૃદ્ધ પુરૂષ જાણે કાંઇજ બન્યું ન હોય તેમ બોલ્યો, " ચાલો, આપણી સભા આપણે દીવાનને ત્યાં ભરીએ ! " કહો, આ માણસ વિષે તમે શું ધારો છો ? જ્યાં લગી હૃદય પ્રભુમય પ્રેમથી પરિપૂર્ણ ન હોય, ત્યાં લગી આવી સમતા રાખવી શકય છે ખરી ?

એજ માણસની જીંદગીમાં બનેલી બીજી એક બે વાતો આપીશ. થોડા સમય પછી તેજ માણસનો બીજો છોકરો મરણુ પામ્યો, ત્યારે મિત્રોએ તેને પૂછ્યું, " તમે તમારા પુત્રને માટે શોક કેમ નથી કરતા ? " તેણે જવાબ આપ્યો, " પ્રભુએ આપેલી વસ્તુ ઉપર મારો શો અધિકાર છે ? " વળી તેજ ગૃહસ્થની એક પુત્રી ભાગલપુરમાં મરણુ પામી, ત્યારે તેની પત્ની રૂદન કરતી જોઇ તે બોલ્યો, " તું શા માટે રડે છે ? ધાર કે હજી પણુ આપણી પુત્રી ભાગલપુરમાંજ છે. પણુ તેમ તો શું એને મળવાની ઇચ્છા રાખશે?

નહિ ! થોડો સમય વાટ જો એટલે તું પણ તેને મળી શકશે અને કદી પણ તેનાથી વિખૂટી નહિ પડે.”

વળી એક બીજા માણસનો પુત્ર મરણ પથારીએ પડયો હતો. ત્યારે તેની પત્નીને રડતી જોઇ તેણે કહ્યું, “જો, સાંભળ ! તારી આંખમાં પરમેશ્વર ઉપર અનાસ્થાને લીધે આવતાં આંસુઓને જોઈ મને જેટલી વ્યથા થાય છે, તેનાથી અડધી વ્યથા આ વ્હાલા પુત્રના મરણથી થતી નથી.” આવા શબ્દો સાંભળી કોણ આશ્ચર્ય-ચકિત નહિ થાય ? ઉપર બનેલી હકીકતો અને જૂનાં ઘણાં ઉદાહરણોપરથી સિદ્ધ થાય છે કે “સંસારમાં રહેનારા માણસોથી પ્રભુ-ભકિત ન કરી શકાય” વગેરે વિચારો બિનપાયાદાર છે. તેથી દરેક માણસે એવા વિચારો કાઢી નાંખવા, કારણ કે પ્રભુ તો તેને માટે ઝંખતા દરેકે દરેક પ્રાણીને મદદ કરે છે. સંસારી જીવોના ઉદ્ધાર માટે તેણે કોઇ પણ માર્ગ રાખ્યો નથી એમ ધારવું એ કેવળ પ્રભુના દોષ શોધવા જેવું છે: પ્રભુ એજ આપણા સર્વ વ્યવહારનો અધિષ્ઠાતા છે.

હલકામાં હલકા પ્રકારની ભકિતથી શરૂ કરીને માણસ ઉચ્ચમાં ઉચ્ચ નિષ્કામ ભકિત કેવી રીતે મેળવી શકે છે; વળી, દુષ્ટમાં દુષ્ટ માણસ પણ શુદ્ધ અંતઃકરણથી પ્રભુને ભજતાં અનન્ય સુખને કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે તે ઉપર બતાવવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણ ભગવાન પણ તે વાતને પુષ્ટિ આપે છે; તો પછી હે મિત્રો ! તમે શા માટે નિરાશ થાઓ છો ? ઉઠો, કમર કસો, પ્રયત્ન કરો, ને તે દયાળુ પ્રભુ જરૂર આપણા પ્રયત્નને સહાય કરશે, અધમમાં અધમ મનુષ્યને પણ મુકિત મળશે.





# પ્રકરણ ૩ જું.

## ભક્તિ કેવી રીતે મળે ?



"મહાન પુરૂષોની દયાથી કે પ્રભુના કૃપા-કટાક્ષથી મનુષ્યને ભક્તિ પ્રાપ્ત થાય છે." (નારદ ભકિત સૂત્ર.) આવી કૃપા કોના ઉપર અને કયારે થશે તેની કોઇને ખબર નથી; તેનાં કેટલાંક સુંદર દૃષ્ટાંતો છે.

એક વખતે કોઇ હલકી વર્ણનો માણસ રાજાના ખજાનામાંથી ચોરી કરવાના દુષ્ટ વિચારથી મધ્ય રાત્રે રાજમહેલમાં ગયો, અને કોશાગારમાં, જ્યાં રાજા સૂતો હતો ત્યાં પેસવાની તૈયારી કરતો હતો. એવામાં તેણે રાજા તથા રાણીને વાતચિત કરતાં સાંભળ્યાં.

રાણી બોલી, " તમારે કુમારીનાં લગ્ન કરવાં છે કે નહિ ?" રાજા કહે, " હું તેનીજ શોધમાં છું પણ યોગ્ય વર મળી આવતો નથી. " છેવટે રાણીના ઘણા આગ્રહથી રાજાએ કહ્યું, " હે કલ્યાણિ ! કાલે સવારે આપણા શહેરની પાસેના વનમાં જે યોગી પ્રથમ મળશે, તેને અર્ધા રાજ્ય સાથે આપણી કન્યાનું દાન કરીશું. " પેલા ચોરે આ વાત સાંભળી વિચાર કર્યો, "જો એજ

પ્રમાણે રાજા કરવાનો હોય તો પછી આટલી બધી માથાફોડ શા માટે કરૂં ? અને તેમાં વળી પકડાઇ ગયા તો જાનનું જોખમ તો છેજ. ચાલને પાસેના જંગલમાં જઇને યોગી થઇને બેસું એટલે અડધું રાજ્ય અને રાજકુમારી બન્ને સહેલાઇથી મળે ! " આવો વિચાર કરી તે ત્યાંથી તરત પાછો પોતાને ઘેર ગયો અને યોગીનો વેષ ધારણ કરી પ્હો ફાટતાં પહેલાં, વનના એક છેડા પર ધ્યાન ધરતો હોય તેમ આસન વાળીને બેઠો. પ્રભાત થતાંજ રાજા પોતાના રસાલા સાથે ત્યાં આવી પહોંચ્યો, અને આવતાની સાથેજ પોતાને એક યોગી મળી ગયા જોઇ તે ઘણો ખુશ થયો. તેણે યોગીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પણ તે ધ્યાનસ્થ યોગીનું ચિત્ત એમ સ્હેલાઇથી જાગૃત થાય તેમ કયાં હતું ? રાજા તેની પાસે તેના ધ્યાન મુક્ત થવાની રાહ જોતો બેઠો. છેવટે, તે મહાત્માએ પોતાનાં નેત્રો ઉઘાડવાની કૃપા કરી. રાજાએ તેને ફરીને દંડવત્ કર્યા, અને પોતાના નગરમાં પધારવા વિનંતિ કરી. ઘણી આનાકાની પછી છેવટે મહાત્માએ તેની તે માગણી કબુલ કરી. રાજા ઘણી ધામધૂમથી તેને નગરમાં લાવ્યો, અને રાજમહેલમાં ઉતારો આપ્યો. ત્યાં તેમને રાજ્યાસન ઉપર બેસાડી તેના ચરણો ચાંપ્યા, અને રાણી પંખો ઢાળવા લાગી. ત્યાર બાદ રાજા તથા રાણીએ હાથ જોડી કહ્યું, " હે મહાત્મા ! અમારી એક સુંદર કન્યા છે. તેની સાથે લગ્ન કરવાને જો તમે ખુશી હો તો અમારા અડધા રાજ્ય સાથે તે કન્યાનું અમે આપને દાન આપીએ. " આ બનાવ જોઇ તે વિચારવા લાગ્યો, " અહા ! યોગીનાં વસ્ત્ર માત્ર ધારણ કર્યાથી આ રાજા અને રાણી પણ મારે પગે પડે છે, ત્યારે જો હું ખરેખરો યોગી હોઉં તો તો પછી બાકીજ

શું ? ” આ વિચાર આવતાં તે એકદમ ગાદી ઉપરથી ઉઠી ગયો અને તે નગર છોડી ચાલ્યો ગયો. પ્રભુએ તેનાં હૃદયદ્વારને એકદમ ઉઘાડી નાંખ્યાં, અને તે દ્વારમાંથી પ્રભુ પ્રત્યે પ્રેમનો ઝરો વહેવા લાગ્યો. આ જગતના ક્ષુદ્ર પદાર્થો હવે તેને ખેંચી શકે તેમ હતું નહિ. તે દ્રવ્ય ચોરવા આવ્યો હતો અને એક યોગી થઇ પાછો ફર્યો !

વળી એક બીજું પણ દૃષ્ટાંત છે. એક પારધિ સરોવર કિનારે પક્ષી પકડવા જતો હતો. તેને તીર કામઠાં સાથે આવતો જોઇ બધાં પંખીઓ ઉડી ગયાં, તેથી તે એક ઝાડની પાછળ સંતાઇ રહ્યો. થોડીવારે એક વૈષ્ણવ તેજ સરોવર પર આવ્યો અને તેમાં સ્નાન કર્યું. પારધિએ વિચાર કર્યો, “ લાવને, હું પણ વૈષ્ણવનો વેષ લઇને જાઉં કે જેથી તીર કામઠાંની જરૂરજ ન પડે, અને શિકાર સ્હેજ મળે; કારણ કે પક્ષીઓ પછી ઉડી જશે નહિ ! ” તે વૈષ્ણવનો વેષ ધારણ કરીને ગયો અને એક પણ પક્ષી ઉડી ગયું નહિ; પણ તે પારધિમાં હવે તે પક્ષીઓને મારવાની ઇચ્છાજ નાશ પામી હતી ! માત્ર થોડી ક્ષણોમાં તે તદ્દન બદલાઇ ગયો !

વાલ્મીકિ રૂષિનું દૃષ્ટાંત તો જગ પ્રસિદ્ધ છે. થોડાક સમય પર એક બનાવ બન્યો હતો તે નોંધવા લાયક છે. એક નીચ વર્ણનો માણસ, જે હજી પણ હયાત છે, તેને દારૂનું વ્યસન અને પરિણામે બીજાં પણ વ્યસનો હતાં. તે એટલો તો ખારીલો હતો કે એક સમયે માટીના ઘડામાં ઝેરી સાપ મૂકીને પોતાના દુશ્મનના ઘરમાં છોડવા જતો હતો, પણ અકસ્માતથી તે એક કાચા પૂલ પર થઇને લઇ જતાં પાણીમાં પડી ગયો. આ અદૃષ્ટ બનાવથી તેના શત્રુની જીંદગી બચી. વળી એક બીજે વખતે ખૂબ દારૂ પીને તે જતો હતો, એવામાં

એક દુકાને તે જરા થોભ્યો. તેવામાં પાસેની જગાએથી કોઇએ ગાયું, " હે પતિતોદ્ધારક પરમેશ્વર ! આ તારા ગરીબ અને નિર્બળ બાળકને તું આશીષ આપ કે જેથી જીવતાં તથા મરતાં હું સત્યની કીર્તિ ગાઉં. "

આ શબ્દો તેના કાન પર પડતાં તેના મનમાં કાંઇ અજબ અસર થઇ આવી. અને એકદમ તેનામાં સમૂળો ફેરફાર થઇ ગયો ! તેણે તેજ ઘડીથી સારૂં જીવન ગુજારવાનો નિશ્ચય કર્યો. હાલમાં તેણે પોતાની પહેલાંની સઘળી ટેવોનો તદ્દન ત્યાગ કર્યો છે, અને એક ગામડામાં વૈદ્ય તરીકે શાંત જીવન ગુજારે છે. તેને જ્યારે રૂપિયો કે તેથી વધારે મળે છે, ત્યારે પોતાના ખર્ચ માટે રૂપિયાથી ઓછી રકમ રાખી બાકીની તમામ રકમ બ્રહ્મસમાજના ફંડમાં આપે છે.

શ્રી ચૈતન્ય દેવના પરમ ભકત નિત્યાનંદની કૃપાથી જાગાઇ અને માધાઇ નામના બે લૂંટારાઓને શુદ્ધ અને નવું જીવન કેવી રીતે પ્રાપ્ત થયું તે સુપ્રસિદ્ધ છે.

એક બંગાલી કાવ્યમાં કહ્યું છે, " પ્રભુની કૃપા આપણા પર હમેશાં હોય છેજ, કારણ કે તેની દયા આખા જગત ઉપર અસ્ખલિત પ્રવાહ રૂપે પડયાજ—વહ્યાજ—કરે છે. " પરંતુ આપણી પોતાની ચંચલતા આપણને પ્રભુથી દૂર રાખે છે. પ્રભુની કૃપાનો અનુભવ લેવાની જેને ઇચ્છા થાય છે તેને તે અનુભવ દરેક દિશાએથી મળી આવે છે.

પ્રભુને તો આપણી દરકાર હોય છેજ. એટલે ફક્ત આપણેજ તેને માટે આતુર થઇશું તો તે આપણાં સર્વ પાપોને કાપશે, અને આપણો અંતરાત્મા તેની જ્યોતિથી પ્રકાશમાન થશે !

સ્વામી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે, "પ્રભુ એ લોહચુંબક છે, અને માણસ લોહનો કણ છે. તે મહાન લોહચુંબક તરફ તે સતત જોરથી ખેંચાયાજ કરે છે, પણ તેના ઉપર કાટ વળેલો છે તેથી આકર્ષણ થતું નથી; અર્થાત્ પાપરૂપી કાટને દૂર કરવાથી ભક્તિ બ્હાર પડશે."

એ પાપરૂપી ધૂળ પશ્ચાત્તાપ અને પ્રાર્થના એ બે ઉપાયોથી દૂર થઇ જાય છે. જે કોઇ ખરા દીલથી પ્રભુની શોધ કરે છે તેને તેની દયાનો અને તેના ગુણોનો અનુભવ આપોઆપજ થઇ જાય છે. એને માટે વિદ્યા, ધન કે બીજી કોઇ વસ્તુની જરૂર નથી.





## પ્રકરણ ૪ થું.

---

### ભક્તિના માર્ગમાં અંતરાયો અને તેમને દૂર કરવાના ઉપાયો.



ભક્તિનો માર્ગ કંટકથી ભરપૂર છે. તે સર્વ કાંટાઓને જડમૂળથી ઉખાડી નાંખવાની જરૂર છે. તેઓમાંના કેટલાક બાહ્ય છે અને કેટલાક આંતર છે. બાહ્ય અંતરાયોમાં મુખ્ય કુસંગતિ છે. નારદઋષિએ ભક્તિ સૂત્રમાં કહ્યું છે કે, " દુઃસંગનો હરકોઇ પ્રકારે ત્યાગ કરો. " ( ભક્તિ—સૂત્ર ૪૩. )

આપણા શાસ્ત્રની દૃષ્ટિએ તો કુસંગતિમાં ખરાબ પુસ્તકો, ખરાબ દેખાવો, અશ્લીલ ગાયનો અને પશુઓના મૈથુન વ્યવહારના અવલોકનનો સુદ્ધાં સમાવેશ થાય છે. ટૂંકામાં જેનાથી મલિન વિચાર ઉત્પન્ન થાય તે બધું કુસંગતિમાં આવી જાય છે. સારા પુસ્તકના વાંચનથી જો આપણો આત્મા ઉન્નતગામી થાય ને સારા ગાયનથી કે સારા ભાષણથી શુભ વિચારો ઉત્પન્ન થાય, સારૂં ચિત્ર જોવાથી જો હૃદય પવિત્ર થાય, તો પછી નઠારાં પુસ્ત-

કોથી, નિર્લજ્જ ચિત્રોથી, અથવા અશ્લીલ ગાયનોથી એથી ઉલટી અસર થાય તેમાં શી નવાઇ ? કોલેજમાં અભ્યાસ કરતા એક વિદ્યાર્થીની કલ્પનાશક્તિ ઉપર તેના સંસ્કૃત અભ્યાસમાં આવતા શૃંગાર પૂર્ણ અશ્લીલ ભાગોથી એટલી તો અસર થતી કે તેને નિદ્રામાં દુઃસ્વપ્ન આવતાં હતાં. આ યુવક પોતે પવિત્ર જીવન તરફ પ્રયાણ કરવા માટે સતત પ્રયત્ન કરતો છતાં તેને આવો અનુભવ થતો હતો. આ ઉપરથી સંગતિની–આ દૃષ્ટાંતમાં ખરાબ વાંચનની–કેવી અસર થાય છે તે સ્પષ્ટ જણાય છે. અનીતિથી ભરેલાં બીભત્સ ગાયનોની અસર તો વાંચનથી પણ વધારે ખરાબ થાય છે; કારણુકે વાંચન કરતાં સંગીતથી વધારે ઉંડી અસર થાય છે.

કુસંગતિના જેવું બીજું ભાગ્યેજ આત્માની અધોગતિ કરનારૂં હશે. પાપને માર્ગે ચઢેલા ગમે તે માણસને પૂછીશું તો માલૂમ પડશે કે દુઃસંગ એજ તેમની ખરાબીનું કારણ હતું. સારે રસ્તે દોરનારાં માણસો ઘણાં થોડાં મળી આવે છે, પણ ખરાબ રસ્તે લઇ જનારાઓની કાંઇ ખોટ નથી. પવિત્ર જીવન ગાળવાનો પ્રયત્ન કરો એટલે તુર્તજ તમારા માર્ગમાં બાહ્ય અંતરાયો આવી ઉભા રહેશે. લોકો નિંદા કરશે એટલુંજ નહિ પણ અશ્લીલ ગાયનો સંભળાવશે, દૃષ્ટિ સમીપ ખરાબ ચિત્રો ધરશે, તમારી હાજરીમાં બીભત્સ શબ્દો ઉચ્ચારશે; અને આ બધું શાને માટે ? ફક્ત ભક્તિના માર્ગમાં તમને જતા અટકાવવા માટેજ ! કેટલીકવાર તો માતાપિતા પણ પોતાના પુત્રને ભક્તિના માર્ગમાં જતાં અટકાવતાં માલૂમ પડયાં છે એ કેવું શરમભરેલું છે.

**કુસંગતિ સર્વ અનર્થનું મૂળ છે.** ભક્તિના માર્ગમાં એના જેવો બીજો એકે અંતરાય નથી. નારદઋષિએ કહ્યું છે કે, “ દુઃસંગથી

કામ, ક્રોધ, મોહ, વિસ્મૃતિ, બુદ્ધિનાશ અને અંતે સમૂળો નાશ થાય છે. ( ભક્તિસૂત્ર ૪૪. );" દુર્જનની સોબત, ખરાબ પુસ્તકનું વાંચન, અશ્લીલ ગાયનોનું શ્રવણ વિકાર વૃત્તિને ઉશ્કેરે છે; અને વિકાર વૃતિને વશ થયેલા માણસની મનઃ કામના સિદ્ધ થવાના માર્ગમાં અંતરાય આવતાં તેને અવશ્ય ક્રોધ ઉપજે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે, " ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કરતાં કરતાં તેમના પ્રત્યે આસક્તિ, આસક્તિમાંથી ઇચ્છા, ઇચ્છા માંથી કામ અને કામમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. "

માટે ઐહિક ભોગોની ઇચ્છા ન કરવી એટલુંજ નહિ પણ જેઓ તે ભોગોની ઇચ્છા રાખતા હોય તેમની સોબત પણ ન કરવી. આપણા માનવ જીવનની સર્વે ફરજો ઇશ્વર તરફથી આપણને અપાયલી છે. માટે ન્હાનાં મ્હોટાં દરેક કાર્યમાં તેને યાદ કરવો. માત્ર ઇન્દ્રિયોને તૃપ્ત કરવાને કે ધન સંચય કરવા માટેજ ફાંફાં મારવાથી કાંઇજ શ્રેય થતું નથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતા કહે છે કે, " ક્રોધમાંથી મોહ, મોહમાંથી સ્મૃતિવિભ્રમ, સ્મૃતિવિભ્રમથી બુદ્ધિ નાશ અને બુદ્ધિ નાશ થતાં છેવટે મનુષ્યનો સમૂળો નાશ થાય છે."

મોહથી માણસની દૃષ્ટિ કલુષિત થાય છે; અર્થાત્ તે સત્ય વસ્તુને ઓળખી શકતો નથી, અને તેથી કરીને ખરૂં ખોટું પારખવાની શક્તિનો નાશ થાય છે અને ઉચ્ચ જીવન ગાળવાની અભિલાષાનો પણ અંત આવે છે. આપણી અદાલતોમાં નોંધાતા ગુન્હાઓનો ઇતિહાસ વાંચીશું તો માલુમ પડશે કે તે બધા ગુન્હાઓ વિવેક બુદ્ધિના નાશને પરિણામે થયેલા છે. પ્રથમ કામ—એટલે દ્રવ્ય લાલસા કે વિષય વાસના—ઉદ્‌ભવ્યો હશે, અને તે પછી ક્રોધ થઇ તેને પરિણામે મોહ થયો હશે. આવી રીતે સદ્‌વૃત્તિનો

સમૂળો નાશ થવાથી તે માણુસ મનુષ્ય સ્વભાવને અયોગ્ય-ગુન્હા કરવાને લાયક—એક ક્ષુદ્ર પશુવત્ બન્યો હશે. અર્થાત્, કામ એજ આ સઘળાનું મૂળ છે અને તે દુઃસંગતિમાં વૃદ્ધિ પામે છે. મનુષ્ય સ્વભાવનો મહાન અભ્યાસી કવિ શેકસપીયર કહે છે કે, “ બીજી કોઇ ઉત્તેજક સામગ્રી સમીપ ન હોય તે છતાં યુવાવસ્થા આપોઆપ પોતાનીજ સામે બંડ કરી ઉઠે છે. ” આ વાકય અ. ક્ષરશઃ સત્ય છે તેવી ખાત્રી પ્રત્યેક યુવાનની થતી નથી શું ? આ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય સ્વભાવથીજ નિર્બળ છે તો પછી કુસંગતિ કરી બળતામાં ઘા હોમવા જેવું સાહસ કોઇ વિચારવાન માણુસ કરશે ખરો કે ? નારદઋષિ પણુ એ વાતનું સમર્થન કરતાં કહે છે કે,

“ મનુષ્યોમાં પ્રથમ તો પાપવૃત્તિઓ પાણીની લ્હેર જેટલી ન્હાની હોય છે, પણ ધીમે ધીમે કુસંગતિને લીધે તેઓ સમુદ્રના જેટલું વિશાળ સ્વરૂપ પકડે છે. ”

આપણામાં એવો કોણ વિરલો છે કે જેના અંતરમાં વિકારો તરવરતા નહિ હોય, અને જેના હૃદયમાં કામનાઓ અને લાગણીઓનું પૂર વ્હેતું નહિ હોય ? કેટલાક બહાદુર નરો ઘણીવાર “ અમારામાં પાપને જીતવાનું સામર્થ્ય છે અને પાપથી ડરીને દૂર ભાગી જનાર કાપુરૂષો અમે નથી ” એટલું સિદ્ધ કરી બતાવવા ખાતર પણુ કુસોબતમાં પડવાની-ખરાબ ટેવોનો એકવાર સ્વાદ લેવાની-જરૂર બતાવે છે, તેઓ કહે છે કે,

“લાલચો પાસે હોવા છતાં જેમનાં હૃદય ડગે નહિ, તેઓજ માત્ર ખરા ધીર પુરૂષો છે. ” ( કુમાર સંભવ સર્ગ ૧ શ્લોક ૫૮ ).

ઇશ્વર અમને આવી બહાદુરીથી સો કોસ દૂર રાખો ! કાપુરૂ

જેવો મહાત્મા પણ શેતાનથી ઠગી ગયો હતો; બુદ્ધ ભગવાનને પણ તપ કરતાં કરતાં મદન સાથે યુદ્ધ કરવું પડયું હતું; અને શંકર જેવા યોગીશ્વરના ધ્યાનમાં પણ કામવિકારથી ખલેલ પહોંચ્યું હતું. આવા આવા મહાત્માઓના સંબંધમાં પણ આટલું બન્યું હતું, તો પછી તેમના જોડા સાફ કરવાને પણ નાલાયક એવા આપણે કુસંગતિ રૂપી વિકારના મજબૂત ગઢ ઉપર હુમલો કરી તેનો સમૂળો નાશ કરવાની હિંમત કરવી એ કેવું અવિચારી કાર્ય ગણાય? પ્યારા મિત્રો ! એવા સાહસમાં ઝંપલાવવાનો વિચાર સુદ્ધાં કરશો નહિ. ક્રાઇસ્ટ પોતાના શિષ્યો પાસે પ્રાર્થના કરાવતો હતો કે, "હે પ્રભો! અમને લાલચમાં દોરીશ મા; પણ અમને પાપથી મુક્ત કરજે."

હૃદયમાં જે જે કારણથી દુષ્ટ વિકારો ઉત્પન્ન થાય, તેવા પ્રત્યેક કારણને દૂરથી નમસ્કાર કરો. નારદઋષિની આજ્ઞા છે કે, "સ્ત્રી સંબંધી, ધનવાન સંબંધી, નાસ્તિક સંબંધી અને વૈરી સંબંધી વાતો કદી પણ સાંભળવી નહિ." (ભક્તિસૂત્ર ૬૩). સ્ત્રીઓ સંબંધી, એટલે અલબત્ત લંપટ વાતો; ધનવાન સંબંધી એટલે તેમના ભોગવિલાસની વાતો જે સાંભળવાથી સાદું જીવન અને ઉન્નત વિચારોના માર્ગમાંથી પતિત થવાનો સંભવ હોય. કાંઇ પણ ઉચ્ચ ભાવનાની ગેરહાજરીમાં ધનવાનોનો ભપકો, દમદમો તથા વૈભવના વર્ણનથી, પ્રમાણિકપણાનો તથા સદાચારનો ભોગ આપીને પણ ધન મેળવવાની લાલસા ઉત્પન્ન થવાનો સંભવ છે. નાસ્તિકોની વાતોથી ઇશ્વર પર શ્રદ્ધા ચલિત થતાં મનમાં સંશય પેદા થાય છે. દુશ્મનની વાતો કરવાથી વેરની લાગણી ઉત્પન્ન થઇ દ્વેષ, ઇર્ષા અને વેર લેવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને તેમ કરવાથી ભક્તિના માર્ગેથી મન ભ્રમિત થાય છે.

જેનાથી મનમાં કામ, ક્રોધ, લોભ, ઇર્ષા વગેરે વિકારો ઉત્પન્ન થાય એવું કાંઈ પણ જોવું નહિ, સાંભળવું નહિ, તેનો સ્પર્શ કરવો નહિ એટલુંજ નહિ, પણ તેનો વિચાર સુદ્ધાં મનમાં કરવો નહિ. આ કારણથીજ ખરાબ પુસ્તકો વાંચવાની, તથા બીભત્સ નાટકો જોવાની મના કરી છે. વળી છટેલ ગાયનો તથા ખરાબ ચિત્રોનો ત્યાગ કરવાનું પણ એજ કારણ છે. આપણા પ્રાચીન ઋષિ મુનિયો દરેક કાર્યારંભે પોતાના શિષ્યો સહિત ગાતા હતા કે, “ અમે અમારા કર્ણોવડે તથા અમારા નેત્રોવડે પવિત્ર શિવાય બીજું કાંઇ સાંભળીએ કે જોઇએ નહિ. આમ કરવાથી અમારી ઇન્દ્રિયો અચલિત રહી ઇશ્વરના ગુણ ગાતા ગાતા અમે દેવતાઓ જેટલું લાંબું આયુષ્ય ભોગવીએ. ”*

આનો સાદો અર્થ માત્ર એટલોજ છે, કે જો કાંઇ પણ અપવિત્ર જોયું કે સાંભળ્યું ન હોય તો મનમાં અપવિત્ર વિચાર આવવાનો સંભવ રહેતો નથી, અને પવિત્ર મનને લીધે શરીર આરોગ્ય રહે છે, અને આરોગ્યથી આયુષ્ય વધે છે.

હવે આપણે મનુષ્યના આંતર રિપુઓનો વિચાર કરીશું. આ આંતરિક શત્રુઓ દમીને વશ કર્યા પછી બાહ્ય ઉપદ્રવો ઘણીજ ઓછી અસર કરી શકે છે. પરંતુ એ સ્થિતિએ પહોંચવું ઘણું મુશ્કેલ છે.

---

*ॐ भद्रं कर्णेभिः श्रृणुयाम देवाः
भद्रं पश्येमाक्षिभि र्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः
व्यशेम देवहितं तदायुः ॥

આંતર શત્રુઓ નીચે પ્રમાણે છેઃ—

કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, દ્વેષ, ચાંચલ્ય, વ્યવહાર કૌશલ્ય, કૌટિલ્ય—કપટ, વાચાલુતા, ધર્માંધતા, વાદવૃત્તિ.

કામમાંથી મનુ સંહિતામાં કહ્યા પ્રમાણે દશ દુર્ગુણ જન્મે છે; " મૃગયા વૃત્તિ, જુગાર, દિવસે ઉંઘવું, બદબોઇ કરવી, કુલટાઓની સોબત, મદ્ય સેવન, ગાયન અથવા નૃત્ય કે વાદ્યનો હદ બ્હાર શોખ અને અનિશ્ચિત મનનું વૃથા આમતેમ ભટકવું. " ( મનુસંહિતા અ. શ્લો. ૪૭ ).

વળી ક્રોધમાંથી પણ બીજા આઠ દુર્ગુણો જન્મ પામે છે; " અન્યાય, અવિચારીપણું, ઉપદ્રવ, ઇર્ષા, અસૂયા, છેતરપંડી, કટુભાષણ અને ક્રૂરતા. "

આ દુર્ગુણોથી બચવાને ઘણોજ પ્રયત્ન કરવાનો છે. પાપથી બચવાને કેટલાક સામાન્ય ઉપાયો છે તેમ દરેક દુર્ગુણ દૂર કરવાના પણ ખાસ ઉપાયો છે. પહેલાં આપણે **સામાન્ય ઉપાયો** લઇશું.

## સામાન્ય ઉપાયો.

**(૧) કેટલાંક પાપો તો બાહ્ય સંસર્ગોને લીધેજ થાય છે માટે તેવા સંસર્ગોથી હમેશાં દૂર રહેવું.** મહાભારતમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને એક વાત કહી છેવટે બોધ દીધો કે, " અમુક ચીજ કેવી છે તે જાણીએ નહિ ત્યાં સુધી તેને માટે કદી ઇચ્છા થતી નથી. માત્ર તેને જોયા પછી, તેને સાંભળ્યા પછી કે તેનો સ્પર્શ કર્યા પછીજ તેને માટે ઇચ્છા થાય છે. માટે સારામાં સારો રસ્તો તો એજ છે કે કલ્પનાને દૂષિત કરે એવી કોઇ પણ ચીજ લેવી નહિ, તેનો સ્પર્શ કરવો નહિ અથવા તેનું દર્શન પણ કરવું નહિ. " ( શાંતિપર્વ અ. ૧૮૦ શ્લો. ૩૦—૩૩. )

(૨) **જે દુર્ગુણમાં સપડાયા હો તે દુર્ગુણનાં ભયંકર પરિણામો વિશે વિચાર કરો.** કામ અથવા ક્રોધથી ઉપજતાં નાશકારક પરિણામોનો વિચાર કરો. **તેમજ પ્રત્યેક પાપને માટે ઇશ્વરે નિર્માણ કરેલી અનિવાર્ય સજાનો વિચાર મનમાં લાવો.** જે માણસ આવા વિચારો અંતઃકરણપૂર્વક કરે છે, તે દુર્ગુણો તરફ ભાગ્યેજ દોરાય છે. પ્રત્યેક પાપ તેનું ઝેરી ફળ આજ દુનિયામાં દેખાડે છે. વળી જે માણસના પોતાના હૃદયમાં ખાત્રી થઇ છે કે પાપી જીવનનું અનિવાર્ય પરિણામ કોઇ મહાન વ્યાધિ, માનસિક તથા શારીરિક નિર્બલતા, સ્મરણ શક્તિનો લોપ, જીવન-ક્રિયાની મંદતા, સૌંદર્યનો નાશ, આનંદનો કેવળ અભાવ અને છેવટે અકાળ મૃત્યુ એજ થાય છે, તે માણસ પાપ કેવી રીતે કરશે ? વધારામાં જે મનુષ્યની ખાત્રી થઇ છે કે પાપનું ફળ આ લોકમાં તથા પરલોકમાં અવશ્ય ભોગવવું પડે છે તથા જે હૃદયમાં નિશ્ચયપૂર્વક માને છે કે, "વીર્યરક્ષા એજ જીવન છે. અને વીર્યહાનિથી મૃત્યુ આવે છે, "—" બ્રહ્મચર્ય એજ જીવનનો પાયો છે ને વિષય વાસના એજ મૃત્યુનું કારણ છે, "—તે માણસ કદી પાપને રસ્તે જશે ખરો કે ?

(૩) ત્રીજો ઉપાય નીચે પ્રમાણે છે. **દુરાચારથી થતાં નુકશાનો તથા સદાચારી જીવન ગુજારવાથી થતા લાભોની તુલના કરો.** વ્યક્તિઓના તેમજ રાષ્ટ્રોના ઇતિહાસો સાબિત કરી આપે છે કે લાલચથી ભરપૂર પાપના માર્ગને અનુસરવાથી છેવટે વિનાશજ થાય છે, અને સદાચારથી વર્તતાં અનંત સુખ પ્રાપ્ત થાય છે. આ સત્યની સાબિતી માટે કાંઇ આઘે જવાની જરૂર નથી. તમારા પોતાના અંતઃકરણનેજ પૂછી ખાત્રી કરી જુઓ.

હલકામાં હલકી સ્થિતિમાં રહેલા મનુષ્યોના ચરણોમાં તેમની અંદર રહેલા સદાચારને પ્રભાવે ભલભલા મુકુટધારિ રાજાઓએ મસ્તક નમાવ્યાંનાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે; અને પાપમય જીવન ગુજારવા માટે, અને તેને હઠથી વળગી રહેવા માટે મ્હોટા મ્હોટા રાજાઓ પણ નિંદા તથા હાસ્યને પાત્ર થયા નથી શું? ઉદાહરણ તરીકે આપણામાં સુપ્રસિદ્ધ વાલ્મીકિ રૂષિ તથા ગુહ, શબરી વિગેરેનાં ચરિત્રો અને બીજી બાજુએ રાવણ, હિરણ્યકશિપુ, શિશુપાલ, દુર્યોધન વિગેરેનાં ચરિત્રો સર્વેને માહિત છે. ભીષ્મપિતામહે કહ્યું છે કે, " ખરા ગરીબ તો તેઓજ છે કે જેઓ દુરાચરણના માર્ગપર ચઢયા છે, કારણ કે તેમનું જીવન એક દુઃખથી બીજા દુઃખમાં, એક ભયથી બીજા ભયમાં અને એક મૃત્યુમાંથી અનેક મૃત્યુમાં પસાર થાય છે; અને ખરેખરા તવંગર તો તેઓજ છે કે જેઓ સદાચારી હોઇ કામ, ક્રોધાદિ ષડ્રિપુઓને વશ કરે છે, અને તેઓને ઉત્તરોત્તર અધિકાધિક આનંદ પ્રાપ્ત થાય છે." ( મહાભારત, શાંતિપર્વ. અ. ૧૮૧ શ્લોક ૩, ૪. )

પશ્ચાત્તાપના અગ્નિથી જેનું હૃદય બળી રહ્યું છે, જેના ઉપર સમાજ ફીટકાર કરી રહ્યો છે, જેના આ લોક તથા પર લોક બન્ને બગડયા છે, તેના કરતાં વધારે દયા પાત્ર બીજો કોણ હોઇ શકે? પાપી માણુસ બહારથી ગમે તેવો સુખી દેખાય પણ તે પોતાના અંતર આત્મા કે બાહ્ય જગત્ સાથે કદી પણ શાંતિથી રહી શકતો નથી. સદાચારી માણુસોને તો ઐહિકસુખની ઇચ્છાજ હોતી નથી; અરે! ત્રિલોકના સામ્રાજ્યની પણ પરવા હોતી નથી. એક સન્યાસીએ રાજા પ્રત્યે નીચે પ્રમાણે કહ્યું હતું; " તારા રેશમી વસ્ત્રોથી તને જેટલું સુખ મળે છે તેટલું જ સુખ અમને

અમારાં વલ્કલોથી મળે છે. પણ ફક્ત તફાવત એટલોજ છે કે મારે મન રેશમ તથા વલ્કલ બન્ને સરખાં છે ત્યારે તને તેમની વચ્ચે આસમાન જમીનનો ફેર લાગે છે. ખરેખરો ગરીબ તો તેજ છે કે જેની તૃષ્ણાઓ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. મનમાં જો સંતોષ હોય તો પછી ગરીબ અને તવંગર વચ્ચે શો ભેદ છે. ?" ( વૈરાગ્ય શતક શ્લો. ૫૩ ).

જે માણુસ સંતોષી છે તેજ ધનવાન છે કારણ કે તેને કદી પણ "મારે આ નથી" "મારે તે નથી" એવી તંગી જણાતી નથી; પણ જે માણુસ આ જગતના ભોગોને માટે અતિ ઉત્કટ ઇચ્છાથી તલસે છે તે નિરંતર તંગીથી પીડાય છે અને તેજ ખરેખરો ગરીબ છે. અધૂરામાં પૂરૂં એકવાર શરૂ થયા પછી કામનાઓની તૃપ્તિનો અંત આવતોજ નથી; "ઇચ્છાઓ ભોગ કરવાથી કદી તૃપ્ત થતીજ નથી. પણ અગ્નિમાં ઘી હોમવાથી જેમ ભડકો થાય છે તેમ ઉલટી વૃદ્ધિ પામે છે." ( મનુસંહિતા અ. ૨ શ્લો. ૯૪ ).

( ૪. ) **પાપ કરતાં અટકવા માટે મૃત્યુનો વિચાર મનમાં લાવો.** કોઇ પણ પાપ કર્મમાં પ્રવૃત્ત થતાં પહેલાં, જેનાં વચન પર તમને સંપૂર્ણ વિશ્વાસ હોય એવો કોઇ માણુસ આવીને કહે કે, "થોડા કલાક પછી તમારૂં મૃત્યુ થવાનું છે" તો જરૂર તમારા મનમાંથી તે પાપનો વિચાર જતો રહેશે. જે માણુસના મનમાં મૃત્યુનો વિચાર હમેશાં હાજર હોય છે તે માણુસ કદી પણ પાપ કરવાની હિંમત કરશે નહિ.

આ મુદ્દા ઉપર એક સુંદર ઉદાહરણુ છે. કોઇ એક રાજા ભયંકર વ્યાધિથી પીડાતો હતો, તેવામાં એક સન્યાસી ત્યાં આવી

ચઢ્યો, અને તેણે રાજાને કોઇ વનસ્પતિ રસનો ઉપચાર કર્યો. આ રસથી રાજાને આરામ લાગ્યો, અને તેણે તે રસ નિત્ય પીવા માંડ્યો. સન્યાસી પણ તેજ રસ રાજાનાં કરતાં ત્રણ ચાર ગણો પીતો. થોડાજ દિવસમાં રાજાની તબિયત સુધરી ગઇ અને તેના શરીરમાં શક્તિ પણ આવી. પછી ક્રમે ક્રમે રાજાના મનમાં દુષ્ટ વિચારો આવવા લાગ્યા, અને વૃદ્ધિ પામવા લાગ્યા. એક દિવસ રાજાએ પછી તે સન્યાસીને પૂછ્યું "હે મહારાજ! આપ મ્હારા કરતાં આટલો બધો વધારે રસ પીઓછો છતાં પણ આપને તો તેની કાંઇ પણ અસર થતી જણાતી નથી; પણ મને તો આટલો થોડો લેવા છતાં દુષ્ટ વિકારો પજવે છે." સન્યાસીએ કહ્યું, "હે રાજા! તેનો ખુલાસો તો હું આગળ ઉપર તને કરીશ પણ પ્રથમ તો મારે તને કહેવાનું કે આજથી ત્રીસમે દિવસે તારૂં મૃત્યુ થવાનું છે અને હવેથી રોજ પીએ છે તેના કરતાં સાત ગણો રસ તારે પીવો." રાજાએ તો રોજ તે પ્રમાણે સાત ગણો રસ પીવા માંડ્યો અને તેના શરીરમાં વિલક્ષણ પ્રકારનો સુધારો થતો ગયો; પણ હવે તેના મનમાંથી દુષ્ટ વિચારો કોણ જાણે ક્યાં ગયા તેનો પત્તો પણ ન હોતો. થોડા દિવસ પછી સન્યાસીએ આવીને પૂછ્યું, "કેમ, હવે કાંઈ દુષ્ટ વિચારો પજવે છે?" રાજાએ કહ્યું, "મહારાજ! હાલમાં મારૂં મન મોતના વિચારમાં એવું તો ગુંથાયું છે કે મોત, મોત અને મોત શિવાય બીજા કશાનું મને સ્વપ્નું પણ નથી આવતું." સન્યાસીએ કહ્યું, "રાજા! તારે મરવાને તો હજી ઘણા દિવસની વાર છે, છતાં જ્યારે તારા મનના દુષ્ટ વિકારો મૃત્યુના ભયને લીધે નાશ પામ્યા, ત્યારે હું તો મૃત્યુને હમેશાં મારી પાછળ જ ઉભેલું જોઉંછું, એટલે પછી મારા મનમાં દુષ્ટ

વિચારો દાખલ જ કેવી રીતે થાય ?" તે દિવસે પૂછેલા તારા પ્રશ્નનો આજ ખુલાસો છે. અર્થાત્, મોતની નિરંતર સ્મૃતિ રાખવાથી દુષ્ટ વિકારો દૂર થાય છે.

( ૫ ) **જે લોકોએ પોતાની ઇન્દ્રિયો અને મન ઉપર સંયમ મેળવ્યો હોય તેવા લોકોનાં ચરિત્રોનો અભ્યાસ કરવાથી તથા જેઓ તેમ કરવાનો પ્રયત્ન કરતા હોય તેવા લોકો સાથે મૈત્રી કરવાથી મનુષ્યમાં નવું જીવન આવે છે, તથા પુનઃ ચેતન આવે છે,** અને કજળાઈ ગયેલો અંગારો પુનઃ સતેજ થાય છે. સેતાનના પ્રલોભનને તુચ્છકારી કાઢતાં જીસસ ક્રાઇસ્ટે ઉચ્ચારેલાં વચનો "દૂર થારે, શેતાન ! તું મારાથી" વાંચીને કે સાંભળીને કોનું હૃદય એવો વિજયવંત જુસ્સો મેળવવાને નહિ ઉશ્કેરાય ? કામદેવ સાથે યુદ્ધ કરતા ભગવાન ગૌતમબુદ્ધનું પવિત્ર, ઉન્નત દૃષ્ય તમારા અંતર ચક્ષુ આગળ ખડું કરો. કેવું અપ્રતિમ, આશ્ચર્યકારક શૌર્ય ! અહા ! શાકયસિંહ એક સિંહની પેઠે ગરજી ઉઠે છે કે, "કદાચ પર્વતરાજ મેરૂ પોતાના પાયામાંથી ચલાયમાન થાય, કદાચ આખું બ્રહ્માંડ શૂન્યવત્ થઇ જાય, કદાચ સૂર્ય ચંદ્રાદિ નક્ષત્ર ગણુ પોતાની કક્ષા છોડી પૃથ્વી પર આવી પડે, કદી સમસ્ત પ્રાણીઓ એક વા એક જ વિચારનાં થઇ જાય અને કદાચ અનંત મહાસાગરનું જળ શોષાઇ જાય તો પણ હે મદન ! તું મને આ બોધિવૃક્ષ તળેથી એક તસુ પણ ચલાયમાન કરી શકનાર નથી" (લલિત વિસ્તર સર્ગ. ૨૧ )

છતાં પણ જ્યારે કામદેવ પોતાનાં સઘળાં આયુધોથી સજ્જ થઇ તેના પર ચઢી આવે છે ત્યારે તે યોગી પોતાના શબ્દોના ધ્વનિથી ચારે દિશાઓને ધ્રુજાવી નાંખતાં કહે છે, "કદાચ આ

ત્રણે લોક તારા જેવા મદનોથી જ ભરેલા હોય અને કદાચ તેઓ મેરૂ પર્વતના જેટલી લાંબી તલવાર લઇ મારા પર સામટો હલ્લો કરે તો પણ ખાત્રી રાખજે કે સદ્ગુરુના બખ્તરથી સજ્જ થયલા મને તેઓ કાંઇપણ કરી શકનાર નથી.” ( લલિત વિસ્તર, સર્ગ ૨૧ ).

ખરેખર! છેવટે કામદેવનેજ પાછા હઠવું પડે છે. માનવ જાતિને તેના સતત ચાલેલા યુદ્ધમાં કામદેવને જીતવાને આવા શબ્દો મદદ નહિ કરે વારૂ ? આત્મસંયમને માટે પ્રયત્ન કરતા મિત્રોનો સહવાસ રાખવાથી, તેમની સાથે વાતો કરવાથી અને તેમના વિષે વિચાર કરવાથી પણ પાપી વિચારો ઘણી વાર દૂર થાય છે. જે માણસોને બાલ્યાવસ્થામાં માતા પિતા તરફથી કોઇ કારણને લીધે ધાર્મિક શિક્ષણ મળી શક્યું નથી, તેવાઓને માટે તો આવા સન્મિત્રોનો લાભ અમૂલ્ય છે. આવા બધા મિત્રો એકજ મતના કે પંથનાજ હોવા જોઇએ એવું કાંઇ ખાસ અગત્યનું નથી, કારણ કે જૂદા જૂદા ધર્મ પાળનારા લોકો વચ્ચે પણ સાચી મૈત્રી હોઇ શકે છે.

**શુદ્ધ પ્રેમ એ પાપનું રામબાણ ઔષધ છે.** ધારો કે તમે કોઇ પાપ કર્મ કરવાની તૈયારીમાં છો, અને એટલામાં તમારો કોઇ ખાસ મિત્ર જાતે તમારી પાસે આવી ઉભો રહે તો તમારાથી તે પાપ થઈ શકશે ખરૂં ? ખરી ધાર્મિક વૃત્તિથી મળનારા મિત્રોના સહવાસથી દુર્વિચારો હમેશાં નાશ પામે છે. આમ થવાનાં ત્રણ કારણો છે.

પ્રથમ તો; કોઇ પણ બે મનુષ્યો વચ્ચે મૈત્રી ત્યારેજ બંધાય કે જ્યારે તેના ચારિત્રમાં કાંઇ પણ વિશેષતા જણાય. અર્થાત, આવી મૈત્રી તે મનુષ્ય માટે સત્ય અને પ્રેમભરી માનની લાગણીને લીધેજ જન્મે છે. આવા મિત્રનાં સહવાસથી તેના જેવા થવાની

ઇચ્છા સ્વાભાવિક રીતેજ થાય છે, અને તેમ થવાથી આપણા દોષો અને તેના ગુણો આપણી નજર આગળ વધારે તરી આવે છે, અને તેથી આપણા દોષો દૂર કરવાની પ્રબળ ઇચ્છા થઈ આવે છે.

બીજું કારણ એછે, કે સન્મિત્રો હમેશાં સારા વિષયો ઉપરજ ચર્ચા તથા વાર્તા કરે છે અને તેથી એક બીજાને અવશ્ય લાભ થાય છે.

ત્રીજું એ, કે પવિત્ર વિચારોની આપ લેથી આત્મબળ વધે છે. જે માણસને આપણે સૌથી વધારે ચ્હાઇએ છીએ, અને જેની મૈત્રી આપણને દુનિયાની કોઈ પણ વસ્તુ કરતાં વધારે પ્રિય છે, તે માણસ અમુક પાપને ધિઃકારે છે એવું માલૂમ પડતાં આપણે જાતે તેજ પાપ કરી તેની મૈત્રી ખોવાનું સાહસ ખેડીશું ખરા? વળી આપણે હૃદયની વાતો મિત્ર આગળ વગર આંચકે કહીએ છીએ અને જેમ જેમ આપણે તેની આગળ વધારે ને વધારે હૃદય ખોલીએ છીએ તેમ તેમ આપણને દીલસોજી અને મદદ વધારે ને વધારે મળતાં જાય છે, અને તેથી પાપની સામે થવાનું આપણામાં વધારે બળ આવે છે.

સાચા અને સારા મિત્રની કેટલી કિંમત છે તે નીચે ટાંકેલી બનેલી વાત પરથી જણાશે. એક ચૌદ વર્ષની ઉમ્મરનો છોકરો પોતાના કુટુંબથી ઘણે દૂર બીજા માણસો સાથે રહેતો હતો. તે માણસોમાંના ઘણા ખરાને દારૂનું વ્યસન હતું. તે ઘરનો માલીક ચાલનો પણ ખરાબ હતો. એક દિવસ તેમાંના કેટલાક દારૂ પીતા બેઠા હતા અને તે છોકરાને દારૂની લ્હેજતનું વર્ણન કરી લલચાવતા હતા. છેવટે તેને એક ઘુંટડો દારૂ પીવાનો આગ્રહ કર્યો. થોડીવાર તો તે છોકરો દૃઢ રહ્યો પણ પછી લલચાવાની તૈયારીમાં હતો એટલામાંજ તેની આંતર ચક્ષુ આગળ તેના એક પવિત્ર મિત્રની

છમી ખડી થઇ ગઇ. તે મિત્રની સાથે એણે કલાકના કલાકો પવિત્ર વાતો કરવામાં ગાળ્યા હતા, અને ઘણીએ વાર મદ્યપાન વિરુદ્ધ ચર્ચાઓ પણ કરી હતી. તે છોકરાએ વિચાર્યું કે, “ જો હું આજે દારૂ પીશ તો પછી એ વાત છાની રાખ્યા વગર હું શું મોઢું લઇને મારા મિત્ર પાસે જઇશ ? અને જેને હું આટલી બધી મમતાથી ચ્હાઉં છું તેનાથી એ વાત છૂપી કેમ રખાય ? ” આવી રીતે તેના મનમાં ગડભાંગ થઇ; પરંતુ છેવટે તો પવિત્ર પ્રેમ જ વિજયી થયો, અર્થાત્ સન્મિત્રના સ્મરણથી તે મહા પાપમાંથી બચ્યો.

(૬) **પરમેશ્વરના ગુણોનું ચિંતન કરી તેની પ્રાર્થના કરવાથી પણ પાપમાંથી બચાય છે.** આપણામાં જે જે દુર્ગુણો હોય તેમને **એક પછી એક** લઇ તે દરેક દૂર કરવાને માટે પ્રભુને **જૂદી જૂદી** પ્રાર્થના કરવી. વળી આપણે જે દુર્ગુણ દૂર કરવાને ઇચ્છતા હોઇએ તેની વિરુદ્ધનો પ્રભુનો ગુણ લઇ તેનું વારંવાર ચિંતન કરવું. પ્રાર્થના કરતી વખતે હમેશાં બારીક આત્મનિરીક્ષણ કરતા જવું, કે જેથી કોઇ પણ દુર્ગુણ રહી જવા પામે નહિ. પ્રત્યેક પાપના અને ભૂલના પ્રસંગને છૂટો છૂટો લઇને પ્રભુના ચરણનું શરણ શોધવું.

(૭) **પરમેશ્વર સર્વવ્યાપી છે તે વાત માત્ર વિચારમાં ન રાખતાં તેનો સર્વ સ્થળે અનુભવ–સાક્ષાત્કાર–કરો.** આખા વિશ્વમાં એવી કોઇ પણ જગ્યા નથી કે જ્યાં ઇશ્વરની દૃષ્ટિ ન જઇ શકે. **મનુષ્યની દૃષ્ટિ ચુકવી શકાય પણ પ્રભુની દૃષ્ટિ કોણ ચુકવી શકે તેમ છે ?** આપણા મનમાં આવેલો ન્હાનામાં ન્હાનો વિચાર પણ તેની જાણ બ્હાર નથી એ

નિઃસંશય છે. પ્રભુ પાપીને અવશ્ય શિક્ષા કરે છે. તેને કોઇ સાક્ષીની જરૂર નથી કારણ કે તે બધું જાતેજ જુવે છે. પ્રભુ પોતે ન્યાયી છે એટલે પાપની શિક્ષા કદી પણ મળ્યા વગર રહેતીજ નથી. એવું કયું સ્થાન છે કે જ્યાં માણસ સર્વવ્યાપક ઇશ્વરથી છૂપાઇ શકે? ધીચ જંગલમાં, પર્વતની ગુફાઓમાં, સમુદ્રને તળીએ પણ પ્રભુ હાજર છેજ. અંદર તેમજ બ્હાર તેની નજર પાપીને જોઇ શકે છે. અંધારી કોટડીમાં મનુષ્યની દૃષ્ટિ બ્હાર રહી પાપકર્મ આચરતા હે પાપી ! તું આંખો ઉઘાડ અને જો તારી ઓરડીની છતથી તે ભોંય તળીયા સુધી કોણ વ્યાપી રહ્યું છે ? શું તું એમ ધારે છે કે પ્રભુનાં અનંત નેત્રો તને નિહાળતાં નથી ? અરે પામર ! તેની દૃષ્ટિજાળની બ્હાર તું કદી પણ જઇ શકીશ નહિ. વળી જો તું એમ ધારતો હોય કે "હું એકલો છું" તો તું તારા હૃદયમાં રમતા સર્વ કર્મના સાક્ષીરૂપ પરમાત્માને જાણતોજ નથી. અફસોસ ! તું પાપોના દૃષ્ટાની સમક્ષજ પાપ કરે છે." પાપી માણસ એમ ધારે છે કે "મારાં ગુપ્ત કર્મો કોઇએ જોયાં નથી" તો એમાં પણ તે ઠગાય છે કારણ કે સ્વર્ગના દેવતાઓ અને તેનો પોતાનો અંતરાત્મા તેના સર્વ કર્મોના સાક્ષી છે, તેનાં સર્વ પાપો જુએ છે.

( ૮ ) **મનુષ્યને જે અગાધ બળ ઇશ્વર તરફથી આપવામાં આવેલું છે તેનો વિચાર કરો.** "આપણે એ સર્વ શક્તિમાન ઇશ્વરનાંજ બાળકો છીએ, અને તે નિરંતર આપણી સાથેનો સાથે જ છે." આ જાતના વિચારો સતત કર્યા કરવાથી આત્માને બળ મળે છે. "મારી આસપાસ ઇશ્વર રૂપી અમોઘ બખ્તર છે તો પછી પાપ મને શું કરી શકનાર છે ? હું સર્વ શક્તિ-

માન ઇશ્વરનો જ અંશ છું તો મને પાપનો શો ભય છે? જેવી રીતે વંટાળીઓ પોતાના માર્ગમાં તણખલાંઓને વેગથી દૂર કરી નાંખે છે, તેવી જ રીતે હું મારા માર્ગમાં આવતાં સર્વ પાપોને દૂર કરી નાંખીશ. સિંહ શિશુ શિયાળથી કદી ડરી જશે ખરો કે?"

આવી જાતના વિચારોનું સતત સેવન કર્યાથી પાપ સ્હેલાઇથી દૂર થઇ જશે. આવા જ વિચારથી પ્રેરાઇ બંગાલી પરમ ભક્ત રામપ્રસાદે ગાયું છે કે, "મા વગરના છોકરાની પેઠે તું કેમ નાસીપાસ થયેલો દેખાય છે? દેડકાથી સાપ બીહે તેતો ઘણું આશ્ચર્યકારક! અહો સર્વ શક્તિમાન માતાના પુત્ર! શું તું મોતના ત્રાસથી બીહે છે?"

મહાન અંગ્રેજ તત્વવેત્તા કાર્લાઇલને દુનિયાની કેટકેટલી મુશ્કેલીઓ જોડે બાથ ભીડવાની હતી, છતાં પણ તે કેવો હિંમતથી અડગ ઉભો રહ્યો? ને છેવટે વિજય પામ્યો! લાલચથી તે જરા પણ ડગ્યો નહિ. ભૂખમરો ઘણીવાર તેના સામે ડોળા ઘુરકાવતો અને ભયંકર હાડમારીઓ તેના શિર પર નિરંતર ઝઝૂમી રહી હતી; કેટલીક વાર તો બીજે દિવસે ખાવાના પણ સાંસા પડવાની વકી હતી. આવા પ્રસંગે જો તે ન્યાયને રસ્તેથીં એકજ ડગ ચળે તો તેને પાર વિનાનો પૈસો મળે તેમ હતું. પણ ધન્ય છે તે મહાત્માને કે ઇશ્વર પર શ્રદ્ધા રાખી તે સત્યથી જરાએ ડગ્યો નહિ. તે પોતાના આત્મબળ ઉપર જ વિશ્વાસ રાખતો. જે મનુષ્યોને તેમની પોતાની અંદર પ્રજ્વલિત દૈવી દીપકનું સ્હેજ પણ ભાન થયું હોય છે તેઓ કદી પણ ડગતા નથી.

દુર્ગુણ માત્રને લાગુ પડે એવા આ આઠ સામાન્ય ઉપાયો જાણ્યા પછી હવે આપણે **પ્રત્યેક દુર્ગુણને દૂર કરવાના ખાસ ઉપાયો સોચીશું.**



## પ્રકરણ ૫ મું.

## ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો.

### કામવિકાર.



વિષય લંપટતાથી નીપજતાં ભયંકર પરિણામોનો વિચાર કરો. સઘળા દાકતરો એકે અવાજે કહે છે કે વીર્ય એ રક્તનું તત્વ છે. પ્રખ્યાત દાકતર લૂઇસ કહે છેકે, "સઘળા શરીર શાસ્ત્રીઓનો એકજ મત છે કે વીર્યની બનાવટમાં-ઘટનામાં-લોહીનો શુદ્ધમાં શુદ્ધ અને કિમતીમાં કિમતી ભાગ કામમાં લેવાય છે." દુષ્ટ વિચારો અને કામોપભોગથી વીર્યનો નાશ થાય છે અને તન્દુરસ્તીને માટે વીર્ય હાનિના કરતાં વધારે હાનિકારક બીજું શું હોઇ શકે ? બ્રહ્મચર્ય પાળી વીર્યની રક્ષા કરવાથી શારીરિક તેમજ માનસિક વિકાસ થાય છે. ડૉ નીકોલાસ લખે છે કે, "વૈદકશાસ્ત્રનો એક પ્રખ્યાત સિદ્ધાંત છે કે શરીરમાંનું ઉત્તમ લોહી જીવન તત્વોને ઉત્પન્ન કરે છે, અને

એ તત્વો આરોગ્યયુક્ત તથા પવિત્ર મનુષ્યના શરીરમાં પાછાં લેવાય છે, અને તે રૂધિરમાં મળી સારામાં સારૂં મગજ, જ્ઞાનતંતુ, અને માંસની પીંડીઓ બનાવે છે; એજ માણુસનું જીવનછે. જો તે પ્રત્યેક અંગમાં પ્રસરે તો મનુષ્ય હિંમતવાન, બલવાન, પુરૂષાર્થી અને પરાક્રમી બને છે; પણ તેનો દુરૂપયોગ કરતાં માણુસ બાયલો, નિર્બળ, અનિશ્ચિત અને વિષયી, છેવટે મૃત્યુના મુખમાં જવાને લાયક બની જાય છે." શિવ સંહિતામાં સત્ય કહ્યું છે કે, "બ્રહ્મચર્ય એજ જીવન છે અને વીર્યહાનિ એ મૃત્યુ છે."

પાતંજલિ રૂષિ પણ પોતાના યોગશાસ્ત્રમાં એજ સિદ્ધાંતનું પ્રતિપાદન કરી કહે છે, "અખંડ બ્રહ્મચર્ય પાળવામાંજ ખરૂં પુરૂષાર્થ સમાયલું છે." બીજે સ્થળે ડૉ. નીકોલસ લખે છે કે, "વીર્યનું રક્ષણ કર્યાથી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક જીવનનો વિકાસ ઉત્તમ રીતે થાય છે." સેન્ટપોલ અને આઇઝેક ન્યુટનના દાખલાઓ આપી ડૉ. લૂઇસ જણાવે છે કે, "અખંડ બ્રહ્મચર્યથી મનુષ્યનાં શરીરને તેમજ મનને પોષણ મળે છે. જ્યારે વીર્ય સ્રાવ કરી વ્યય કરી નાંખવામાં આવતું નથી ત્યારે વીર્યનો સંચય થવાથી, કુદરત પોતે તેનો ઉપયોગ ઉમદા મગજ અને સશક્ત શરીર બનાવવામાં કરે છે." મહાદેવજી જ્ઞાનસંકલિની તંત્રમાં બ્રહ્મચર્યનો મહિમા નીચે પ્રમાણે ગાય છે; "સામાન્ય તપને ડાહ્યા લોકો તપ ગણતાજ નથી. સૌથી ઉત્તમ તપ તો બ્રહ્મચર્યજ છે. જે માણુસ બ્રહ્મચર્ય પાળે છે તે મનુષ્ય નથી પણ દેવ છે." જેમ જેમ બ્રહ્મચર્યનું વધારે ને વધારે સેવન થાય છે, તેમ તેમ શારીરિક તથા માનસિક શક્તિઓ વધારે ને વધારે ખીલે છે, અને તેનો ભંગ કરવાથી સુખ ઉપરનું તેજ હૃદયનો આનંદ

તથા બુદ્ધિની તીવ્રતા ક્ષીણ થાય છે. એકવાર આપણે કામ-વિકારના પંઝામાં સપડાયા કે પછી ગમે તેવા પૌષ્ટિક ખોરાકથી પણ ધીમે ધીમે ઘસાઈ જતું શરીર ઠેકાણે આવી શકતું નથી. ડૉ. ફ્લેરેટ કહે છે કે, "માનસિક નિર્બલતા અને તેમાં પણ ખાસ કરીને સ્મૃતિલોપથી વિષયી માણસ એકદમ ઓળખાઇ આવે છે." આપણા યુવાનો ઘણીવાર મગજની નબળાઈ, સ્મરણ શક્તિનો નાશ, બેદરકારી, બેચેની, મંદ જઠર, ઝાડાની કબજીયાત તથા માથાનો દુખાવો વગેરે રોગોની ફરીયાદ કરે છે તેનું ખરૂં કારણ તો ઇન્દ્રિય નિગ્રહનો અભાવ જ છે.

( ૨ ) સ્ત્રી સમૂહથી તથા બીજા **લલચાવનારા પદાર્થોથી તમારી જાતને હમેશાં દૂર રાખો. જ્યારે જ્યારે પાપનો વિચાર આવે ત્યારે તેને સખ્તાઇથી દાબી દો.** દુષ્ટ વિચારો પાપનું મૂળ છે તેથી પાપકર્મના જેટલાજ પાપમય છે. પાપી વિચારોને દૂર રાખો એટલે સદાચારનો માર્ગ ખુલ્લો જણાશે. કેટલાક માણસો એવા પણ મળી આવે છે કે તેઓ પોતે કર્મમાં પ્રવૃત્ત થતા નથી છતાં પણ તેમનાં મનમાં પાપી વિચારો ઘૂમે છે. આવો એક માણસ ડૉ. લૂઇસની પાસે સલાહ લેવા ગયો ત્યારે તેણે કહ્યું: "તમારી જાતેજ તમે વિચાર કરી જુઓ કે ખરાબ વિચારથી કેટલું બધું નુકશાન થાય છે. આવી આવી જાતના વિચારો કરવાથી, જ્યારે જ્યારે તમારા મનમાં દુષ્ટ વિચારો આવશે ત્યારે ત્યારે તમે સાવચેત રહી શકશો, દુષ્ટ વિચારો આવે કે લાગલાજ મનને કોઇ કામમાં પરોવો. જો તમને દુષ્ટ વિચારોને દૂર કરવાની તીવ્ર ઇચ્છાજ હશે તો તમે હમેશાં સાવચેત રહી શકશો, અને તે પણ એટલે સુધી કે સ્વપ્નમાં પણ દુષ્ટ વિચારો આવવા-

થી એકદમ જાગૃત થઇ જવાશે. ઘણાં માણસોને આ વાતનો અનુભવ થયેલો છે. જાગૃત અવસ્થામાં થયેલા વિકારને દૂર કરવો બહુ મુશ્કેલ નહિ પડે. છતાં પણ તમને એમ લાગે કે તમો દુષ્ટ વિકાર પર જય મેળવી શકો તેમ નથી તો એકદમ ઉઠીને શારીરિક શ્રમ પડે એવી કોઇ કસરત અથવા કામ કરવા માંડો. એક પછી એક આવા પ્રયત્નો કરવાથી કામ ઘણું સહેલું થઇ પડશે, અને થોડાજ અઠવાડિયામાં તમારા દુષ્ટ વિચારો તમારે તાબે થઇ જશે. આળસુ અને લોભી માણસો કામવિકારને વશ સ્હેલાઇથી થાય છે. રોજ નિયમિત વ્યાયામ કરો, કે રોજ પગે ચાલતાં ફરવા જાઓ અને દિવસમાં બે ત્રણવાર પરસેવો થાય એટલી શારીરિક મહેનત કરો. તમે જે ખોરાક ખાઓ, તે પૌષ્ટિક હોવા સાથે જલદી પચી જાય એવો અને વિકારોને ઉત્તેજન ન આપે એવો રાખવા માટે ખાસ કાળજી રાખો. તમે જે ઓરડામાં સૂતા હો તેમાં પવન છૂટથી આવ જા કરતો હોવો જોઇએ. રાત્રે વહેલા સુઇને સવારે વહેલા ઉઠો. દસ્ત સાફ આવે તે માટે સૂતા પહેલાં અને ફરીને તરત થંડુ પાણી પીવાનો નિયમ રાખો. ” આ સૂચનાઓનો અમલ કરવાથી તે માણસ અને તેના કેટલાક મિત્રો દુષ્ટ વિકારોથી મુક્ત થઈ શકયા.

• વિકારથી મુક્ત થવાને ઇચ્છનારા મનુષ્યોને પાળવાના કેટલાક સામાન્ય નિયમો પણ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, “ આ કામ અને ક્રોધ રજોગુણને લીધે ઉત્પન્ન થાય છે. ” માટે **રાજસી વૃત્તિ ઉત્પન્ન કરે એવો ખોરાક ખાવો નહિ.** નીચે આપેલા ગુણો પરથી અમુક ખોરાક રાજસી છે કે નહિ તે જાણી શકાય છે. “ જે ખોરાક ઘણો કડવો, ઘણો ખાટો, ઘણો

ખારો કે અતિ ઉષ્ણ, અતિ તિક્ત—બહુ સુકાઇ ગયેલો હોય, અથવા મોઢામાં રવ રવ થાય એવો હોય તે ખોરાક રજોગુણી જાણવો અને તે વર્જ્ય છે." ( ભગવદ્ ગીતા અ. ૧૭ શ્લોક ૭. )

ડૉ. લૂઇસ, " ઇંડાં, માછલી, માંસ, કાંદા, મરચાં, રાઇ, તેમજ જે ખોરાક અતિ મિષ્ટ કે ઘણો મરી મશાલાવાળો ધમધમાટ હોય તે બ્રહ્મચર્યનો વિરોધી છે " એમ માને છે. આત્મસંયમને માટે પ્રયત્ન કરનાર મનુષ્યોને માટે હિંદુ વિધવાઓને માટે જે ખોરાક નિયત કરવામાં આવ્યો છે તેમાંના નીચે આપેલા પદાર્થો હિતકર છે; " ગાયનું દૂધ, ઘી, ચોખા, જવ, મગ, તલ, કેળાં, કેરી, સિંધવ વિગેરે અને દાળમાં તથા કઠોળમાં ચણા તથા મગ ઉત્તમ છે; લાંગ, વાલ અને અડદ ઉત્તેજક હોવાથી વર્જ્ય છે."

ડૉ. લૂઇસના મત પ્રમાણે અશુદ્ધ આંતરડાં બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારને ઘણાં નુકશાનકારક છે, માટે તે દરરોજ રાત્રે સૂતી વખતે અને સવારે ઉઠીને ઠંડુ પાણી પીવાની સલાહ આપે છે. અલબત્ત, આ પાણી તદ્દન સ્વચ્છ હોવું જોઇએ. આ ક્રિયાથી દસ્ત સાફ આવે છે.

સૂવામાં પણ કઠણ પથારી તથા સખ્ત ઓશીકાનો ઉપયોગ કરવો. રૂની ભરેલી તળાઇઓ વાપરવી સલાહકારક નથી. વળી કપડાં પહેરવામાં પણ હરેક પ્રકારની ટાપટીપને દૂર કરવી.

રાત્રે ઉજાગરો કરવો એ બ્રહ્મચર્ય પાળનારને માટે નુકશાનકારક છે. સૂતા પહેલાં થોડો વખત સારા પુસ્તકના વાંચનમાં કે પવિત્ર વિચારોમાં ગાળવો.

વચમાં વચમાં એકાદશી વગેરે ઉપવાસ કરવાથી પણ શરીર તથા મનને લાભ થાય છે.

દરરોજ શારીરિક કસરત અવશ્ય કરવી. **ઇન્દ્રિયનિગ્રહ**ના કાર્યમાં કસરત ઘણીજ સહાય કરે છે. દરરોજ બે ત્રણવાર પરસેવો થાય એવી શારીરિક કસરત કરવી. વળી યોગી લોકો કરે છે તેવાં આસનો, મુદ્રા તથા પ્રાણાયામ કરવાથી મન સ્થૂલ પદાર્થો પરથી ઉઠીને સૂક્ષ્મ પદાર્થો તરફ જતાં શીખે છે, અને તેથીજ પ્રાણાયામ ચલિત ઇન્દ્રિયોને કાબુમાં લાવવાનું એક અત્યુત્તમ સાધન છે. જ્યારે કોઇ પણ ખરાબ વિચાર મનમાં આવે ત્યારે પદ્માસને કે સિદ્ધાસને બેસીને પ્રાણાયામ કરવો એટલે ખરાબ વિચારો એકદમ જતા રહેશે. જેમને આ ઉપાય ઇષ્ટ ન હોય અથવા જેમનાથી તે બની શકે તેમ ન હોય તેમણે દુષ્ટ વિચાર આવતાં વારજ કોઇ શારીરિક કસરત શરૂ કરવી; એથી નવ્વાણું ટકા ફાયદો જણાશે. મ્હોટે અવાજે પ્રભુનું નામ સ્મરણ કરવાથી કે ભજન ગાવાથી પણ લાભ થશે. બને તેટલો સમય લંગોટ પહેરી રાખવાથી પણ લાભ છે.

" દરદ કે બીજા કાંઇ ખાસ કારણ શિવાય શરીરના ગુહ્ય ભાગોને કે તે સ્થળના નીમાળાને સ્પર્શ કરવો નહિ" એવી આજ્ઞા મનુસંહિતામાં કરેલી છે. ( મનુસંહિતા અ. ૪ શ્લો. ૧૪૪. )

આ બધા ઉપાયો સફલ થવા માટે પ્રથમ અને મુખ્ય શરત એટલીજ છે કે **પવિત્ર જીવન અને આત્મસંયમ માટે મનુષ્યના અંતઃકરણમાં અતિ તીવ્ર આતુરતા હોવી જોઇએ;** નહિ તો ઉપર ગણાવેલા ઉપચારો સફલ થવાનો સંભવ ઓછો છે.

(૩) **મનને હમેશાં કામમાં ગુંથાયલું રાખવું** એ પણ એક સચોટ ઉપાય છે, સ્વામી દયાનંદને કોઇએ પૂછ્યું કે, " મહારાજ ! આપને કદી કામવિકાર પીડે છે ખરો ? " ત્યારે

તે મહાત્માએ ઉત્તર આપ્યો કે, "હું હમેશાં કાંઇ ને કાંઇ કાર્યમાં પરોવાયલોજ રહું છું એટલે મારી પાસે કામ આવેજ શી રીતે ?"

(૪) **મનુષ્યે પોતાની જીંદગીમાં થયેલા કેટલાક ઉચ્ચ અનુભવોને યાદ રાખવા**—એટલે એવા બનાવો કે જે વખતે આપણું મન પ્રભુના દિવ્ય પ્રેમથી ઉભરાઇ ગયું હોય, અગર તો આ જગતનું મિથ્યાત્વ આપણા મનમાં જે બનાવને લીધે હમેશને માટે ઠસેલું હોય, અથવા તો જે જે પ્રસંગે આપણે શુદ્ધ પ્રેમ કે દયા ભાવ બતાવ્યાં હોય, તેવા પ્રસંગો એક કાગળના કટકા પર નોંધી રાખવા અને જ્યારે જ્યારે મનમાં વિકાર ઉત્પન્ન થાય ત્યારે ત્યારે તેના સામું જોવું. એમ કરવાથી તે પાછલા બનેલા પ્રસંગો મનમાં પુનઃ તાજા થશે અને તેમના જોરે દુષ્ટ વિચારો નાશ પામશે. આ રીતના ઉપયોગથી ઘણા માણસોને લાભ થયો છે.

(૫) **હૃદયમાં "પવિત્રતા," "શુદ્ધતા," "બ્રહ્મચર્ય" એ શબ્દોનો ઉચ્ચાર કરો, અને તેજ શબ્દો મ્હોટેથી ઉચ્ચારો.** કાગળના કટકા પર "પવિત્રતા," "શુદ્ધતા" એ શબ્દો લખી રાખવા અને જ્યારે જ્યારે અપવિત્ર વિચારો આવે ત્યારે ત્યારે તેના સામું જોવું. પવિત્ર જીવન ગાળવાથી થતાં શુભ પરિણામો, તેથી થતી આત્મોન્નતિ અને શારીરિક સૌંદર્યની વૃદ્ધિ એ સઘળાનો વિચાર કરો. કાશી અને હરદ્વારમાં મળી આવતા કેટલાક વૃદ્ધ સન્યાસીઓને જોવાથી ખાત્રી થશે કે બ્રહ્મચર્ય અને પવિત્રતાના પ્રતાપે, વૃદ્ધાવસ્થામાં પણ શારીરિક સૌંદર્ય કેવું જળવાઇ રહે છે.

(૬). **"આ દેહ પ્રભુનું મંદિર છે અને તેથી મારે તેને મંદિરની પેઠેજ પવિત્ર અને શુદ્ધ રાખવો જોઇએ."**

**એવી જાતના વિચારો નિરંતર મનમાં રાખવાથી અપ**-વિત્ર વિચારોને દૂર રાખી શકાય છે. આર્યધર્મમાં ષટ્ચક્રાદિની* જે માન્યતા છે તે ઘણું ખરૂં આ ભાવના ઉપરજ બંધાયલી છે. સેન્ટ પોલ પાપીઓને સંબોધીને કહે છે કે, "રે પામરો! શું તમે જાણતા નથી કે તમે પ્રભુનાં મંદિરીઆં છો, અને તેનોજ અંશ તમારામાં બીરાજે છે. કોઇ માણસ પ્રભુના મંદિરને અપવિત્ર કરશે તો તેનો નાશ પ્રભુ જરૂર કરશે, કારણકે પ્રભુનું મંદિર પવિત્ર છે, અને તે મંદિર તમારો દેહ છે."

(૭) ભક્તિના માર્ગમાં આગળ વધવાને એકાંતવાસ ઘણો સહાયકારક છે. પરંતુ દુષ્ટ વિકારોથી મુક્ત નહિ થયેલા શીખાઉને માટે તો તે અંતરાય રૂપ છે. તેથી તેવા મનુષ્યે **એકાંત સેવન કરવું નહિ.**

**(૮) વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનના ગૂઢ અભ્યાસમાં મનને પરોવી રાખવું એ પણ કામને જીતવાનો એક સરસ ઉપાય છે.** એક મહાન વનસ્પતિશાસ્ત્રી મને ઘણી વાર જવાબ આપતો કે, "મને હજી સ્ત્રી વિષે વિચાર કરવાનો વખતજ મળ્યો નથી." પંચદશીમાં પણ નીચે પ્રમાણે શુભ સલાહ આપેલી છે;

"જ્યાં સુધી નિદ્રાવશ કે મૃત્યુવશ થાઓ નહિ ત્યાં સુધી વેદાન્તનોજ અભ્યાસ કરવામાં સમય વ્યતીત કરો અને તમારા મનમાં કામવિકારને દાખલ થવાનો લાગ સુદ્ધાં ન આપો."

વેદાન્તનો વિષય ઘણોજ વિશાળ છે અને તેમાં "હું કોણ

* ષટ્ચક્ર એ ઘણુંખરૂં જીવન-ક્રિયા પર કાબુ રાખવાનું કેટલીક નાડીઓનું ગુંથણું-ચક્ર છે; અને તે જાણે કે કમળ પુષ્પો હોય અને તેના પર શિવશક્તિ વિરાજીત થયેલાં હોય તેવી માન્યતા છે.

છું ?" "આ નામરૂપાત્મક જગત શું છે?" તથા "તેનો મારી સાથે શો સંબંધ છે?" "પરમાત્માનું શું લક્ષણ છે?" "તેના કયા કયા ગુણો છે?" આવા ગંભીર પ્રશ્નોમાં જેનું મન ગુંથાયેલું હોય તેના મનમાં કામવિકાર કેવી રીતે ઉદ્ભવે?

ડાહ્યા લોકો જડ શરીર અને ચૈતન્યમય આત્માનો ભેદ પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરે છે. શારીરિક જરૂરીયાતો તથા નિર્બળતા મનને પોતાના ઉચ્ચ ઇચ્છિત વિષયોથી દૂર રાખે છે, ધ્યાનમાં પણ ખલેલ પહોંચાડે છે. આમ હોવાથી કોઇ પણ ગંભીર વિષય ઉપર વિચાર કરતાં પહેલાં શરીરને તો બીલકુલ ભૂલી જવું જોઇએ. જે વનસ્પતિશાસ્ત્રી વિષે ઉપર વાત કહી, તેની પાસે બંગાળાનો એક લેફ્ટેનન્ટ ગવર્નર વનસ્પતિશાસ્ત્ર શીખવાને આવતો અને ઘણીવાર એવું બનતું કે ગવર્નર જાતે જઇને તેની પાસે ઉભો રહેતો, છતાં પોતાના અભ્યાસમાં તે એવો તો એકતાન થઇ ગયેલો જણાતો કે જ્યાં સુધી કોઇ માણસ પાસે જઇને તેના શરીરને હલાવીને તે ખબર આપે નહિ ત્યાં સુધી ગવર્નર આવ્યાની તેને ખબર પણ પડતી નહિ. આવા માણસોમાં કામવિકાર ક્યાંથી સંભવે?

(૯) **આપણી માતાના વિષે વિચાર કરવો.** પુત્રને પોતાની માતાના જેવું બીજું કાંઇ પણ પવિત્ર અને પ્યારૂં હોઇ શકેજ નહિ. "માતા" એ શબ્દનો ઉચ્ચાર માત્ર કે વિચાર પણ મનમાં પવિત્ર વિચારોને જન્મ આપે છે અને અપવિત્ર વિચારોને દૂર કરે છે. આ કારણને લીધેજ પ્રભુનાં અનેક નામોમાં "માતા" એ નામ સૌથી વધારે અસરકારક છે. ઇશ્વર આપણી માતા છે એ વિચારજ આપણાં હૃદયને આનંદથી પુલકિત બનાવે છે, અને આપણને લાલચોથી બચાવે છે. સૃષ્ટિમાં સર્વત્ર ઇશ્વરના માતૃભાવને

અનુભવતાં આસપાસના સઘળા પદાર્થોમાં તેની પવિત્રતાનુંજ પ્રતિબિંબ છે એમ જણાશે. કોઇ સ્ત્રીના સામું જોતાંજ જો આપણે તેનું મુખ આપણી માતાના જેવું કલ્પીએ તો પછી આપણા મનમાં તેના વિષે અપવિત્ર વિચાર આવશે ખરો કે? શ્રી રામકૃષ્ણ પરમહંસને તેમની ધર્મપત્ની સાથે બીલકુલ શારીરિક સંબંધ નહોતો. એક વખત તેમની પત્નીએ એક રાત્રિ તેમની સાથે રહેવાની ઇચ્છા બતાવી અને તેમણે તે કબુલ કરી. જ્યારે તે તેમની સમીપ આવી અને તેમના પગ ચાંપવા લાગી ત્યારે તેમણે પ્રભુને દેવી રૂપે સંબોધીને કહ્યું, "ઓ મારી મા! પત્નીનો વેષ લઇને તું મારી પાસે આવી છે? આવ! આવ! મારે તારાથી શામાટે બ્હીવું જોઇએ?" આખી રાત એમની એમ પસાર થઇ ગઇ પણ પરમહંસના મનમાં એક ક્ષણ પણ અપવિત્ર વિચાર આવ્યો નહિ.

**(૧૦) મનુષ્યશરીરના ગંદાપણાનો વિચાર કરવાથી ઘણાને લાભ થયો છે.** શરીરની ધિઃકારપાત્રતા વિષે ખાત્રી થતાં તેના પ્રત્યે વિલાસવૃત્તિ ભાગ્યેજ થશે.

"ગંદકી અને કૃમિથી ભરેલું, સ્વભાવથીજ દુર્ગંધવાળું અને મળમૂત્રનું સ્થાન, એવું જે આ શરીર તેના ભોગમાં માત્ર મૂર્ખ લોકોજ આનંદ માને છે, અને સંયમી લોકો તો તેનાથી હમેશાં અલગજ રહે છે." (યોગોપનિષદ).

મનુષ્યશરીરનાં નવ દ્વારોમાંથી અહર્નિશ કેવો કંટાળાભર્યો ગંદવાડ બ્હાર નીકળ્યા કરે છે? વધારામાં આ દેહ કેવો મલિન અને ક્ષણભંગુર અને મૃત્યુ પછી કેવો બેડોળ, કઠણ લાકડા જેવો થઇ જાય છે! યોગવાશિષ્ટમાં શ્રી રામચંદ્ર કહે છેઃ—

"મોહક દેખાતા સ્ત્રી શરીરનો પ્રત્યેક ભાગ, જેવો કે ત્વચા,

માંસ, લોહી, વાયુઓ, દ્રવો, પ્રનાલિકાઓ,–છૂટા છૂટા લઇ સૂક્ષ્મ-વિચાર કરો કે તેમાંનો કયો ભાગ સુંદર છે? અને તેમાં મોહ પામવા જેવું શું છે?" વળી બીજે સ્થળે કહ્યું છે કે,

"હે મહારાજ! સ્ત્રીની પ્રાણઘાતક સુંદરતા થોડાજ સમયમાં લોહી, માંસ અને હાડકાંમાં રૂપાંતર પામે છે."

શુકદેવજી યોગોપનિષદ્‌માં કહે છે કે, "ગંધાતા જખમોવાળો, સેંકડો કૃમિ અને મળમૂત્રથી ભરેલો, વિવિધ પ્રકારના વિકાર પામતો, મોહ ઉપજાવી વિષયભોગ તરફ ઘસડી જતા વિષયભોગનું સ્થાન એવા આ ચામડીથી મઢેલા દેહમાં તે શું મોહ પામવા જેવું છે? જોતા નથી કે શરીર એ તો એક ખાળ છે કે જેની વાટે જોબન અને ધન વહી જાય છે?"

જો! જો! હે વાચક! વિચારપૂર્વક શ્રવણ કર! સ્મશાન ભૂમિના પેલા ખૂણામાં પડેલી, એક સમયે અતિ લાવણ્યવાળી સ્ત્રીની ખોપરીમાંથી વહેતો વાયુ જાણે કામાંધ પુરૂષોની મશ્કરી કરતો હોય તેવી રીતે મંદસ્વરે શું કહી રહ્યો છે? તે તો કહે છે કે,

"કયાં છે હવે તે કમળના જેવું સુંદર મુખ?" "કયાં છે મધુના જેવા મધુર ઓષ્ઠો?" "કયાં ગયાં તેનાં તીક્ષ્ણ નયન-કટાક્ષો?" "કયાં ગયો હવે તેનો કોકિલા જેવો સુકોમળ મધુર કંઠ?" "કયાં ગઇ તેની કામદેવની કમાન જેવી ભ્રૂકુટિ?" મનુ-ષ્યદેહનો આવો અંત આવે છે તેના ઉપર વિચાર કરવાથી કામ-વાસના દૂર થશે.

ગૌત્તમબુદ્ધના ગૃહત્યાગ પહેલાં થોડાજ સમય પૂર્વે તેના અંતઃ-પુરમાં કેટલીક સુંદર સ્ત્રીઓને તેની વૃત્તિ પાછી સંસારના ભોગ-વિલાસ તરફ વાળવા માટે રાખવામાં આવી હતી. એક રાત્રે જ્યારે

તે બધી સ્ત્રીઓ નિદ્રાવશ હતી ત્યારે તે ઉઠીને જોવા લાગ્યો તો તેને જણાયું કે તેઓ બધી અસ્તવ્યસ્ત સૂતેલી હતી. કોઇની ગરદન મરડાયલી હતી, તો કોઇના મુખમાંથી લાળ પડતી હતી; કોઇ નિદ્રામાં દાંત કચડતી હતી, તો કોઇ સ્વપ્ન આવવાને લીધે હસતી કે રડતી હતી. આવો દેખાવ જોતાંજ ગૌત્તમબુદ્ધ પોતાના આત્માને ઉદ્દેશીને કહેવા લાગ્યો,

"અહો! આ બધું શું છે? મોતના ફંદ!—જીવતા કબરસ્તાન સિવાય બીજું શું છે? અને શું હું આવા ક્ષુલ્લક પદાર્થોમાં આનંદ માનીશ?" આવા વિચારની સાથેજ તેનું હૃદય પ્રભુના અચળ સૌંદર્ય તરફ વળ્યું અને મોહપાશ તોડી તેણે ગૃહનો ત્યાગ કર્યો.

(૧૧) **કામને દૂર કરવાનો રામબાણ ઇલાજ વિશુદ્ધ પ્રેમ છે.** જ્યારે મન દુષ્ટ વિકારો તરફ ખેંચાતું હોય ત્યારે તેને બીજી શુભ દિશામાં વાળી શકે એવું કાંઇ સબળ આકર્ષણ તેની સામે ધરવાથી આવેલો ભય દૂર થઇ જાય છે. મનુષ્યના હૃદયમાં પ્રભુ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય તો તેના હૃદયમાંથી બધા નીચ વિકારો નાશ પામી જશે. જ્યાં સુધી હૃદયને ખેંચી રાખે એવી સરસ અને ઉમદા વસ્તુ તેને આપવામાં આવે નહિ ત્યાં સુધી, તે ક્ષુદ્ર અને અધમ સુખોને વળગી રહેશેજ. પ્રભુ પ્રેમનો પ્યાલો તેને પાવાથી સર્વે દુર્વિકારો તેના હૃદયમાંથી જતા રહેશે. જેણે પ્રભુપ્રેમનો સ્વાદ ચાખ્યો છે, અને જેણે સર્વ સુખના ભંડાર ઇશ્વિરને ઓળખ્યો છે, તે માણસની વૃત્તિઓ શારીરિક ભોગોમાં સુખ કેમ શોધશે વારૂ?

શારીરિક ભોગો ભોગવતાં અંતે નિર્બલતા ને પશ્ચાત્તાપ ઉપજે છે; ત્યારે પ્રભુપ્રેમનો આસ્વાદ લેતાં અતુલ આનંદ મળે છે. કામવિકાર મનુષ્યને પશુ બનાવી દે છે; ત્યારે શુદ્ધ પ્રેમ પશુને પણ દેવ બનાવે છે.

"પ્રભુ નામનું કીર્તન કરવું, તેના ગુણનું ગાન કરવું એ ખરેખર આહ્લાદકર છે અને હૃદયને અવનવો આનંદ મેળવવાનું અખંડ સાધન છે; તેના પ્રભાવ વડે દુઃખનો દરિયો પણ સૂકાઇ જાય છે."

પ્રભુપ્રેમનો સ્વાદ જેણે એક વાર ચાખ્યો છે તેનું મન વિષયવાસનાનાં ક્ષણિક અને અધમ સુખ તરફ શી રીતે વળે? તેનું આકર્ષણ કરવાને વિષયવાસનામાં શક્તિજ નથી.

આ વાતને જેસન અને યુલીસીસની એક ગ્રીક ગાથાથી સારી પુષ્ટિ મળે છે. ભૂમધ્ય સમુદ્રના એક બેટમાં ત્રણ વ્યંતરીયો રહેતી હતી. તેઓ મુસાફરોને સંગીતની મધુરતાને લીધે તે બેટ તરફ આકર્ષી મારી ખાતી હતી. ગ્રીસના યોદ્ધા યુલીસીસને વહાણમાં બેસીને આજ બેટ પાસે થઇને જવાનું હતું. તેણે તે વ્યંતરીઓથી પોતાની જાતને બચાવવાને માટે પોતાના શરીરને વહાણના ડોળ સાથે મજબૂત બંધાવીને, ખલાસીઓના કાન મીણથી પુરાવી દીધા, જેથી તે વ્યંતરીઓનું ગાયન તેમને કાને પડે નહિ. આખરે કસોટીનો સમય પાસે આવી લાગ્યો, અને તે વ્યંતરીઓનું ગાન યુલીસીસને કાને પડયું એટલે તેને તે સાંભળવાની અતિ તીવ્ર ઇચ્છા થઇ. એટલુંજ નહિ, પણ તેણે તે બેટ ઉપર જવાને ઘણાએ પછાડા માર્યા પણ તેની આસપાસ બાંધેલાં સખ્ત દોરડાંના બંધથી તે જઇ શક્યો નહિ અને મહા પરાણે બચવા પામ્યો. હવે જ્યારે જેસન આજ જળમાર્ગે મુસાફરી કરવાને નીકળ્યો ત્યારે આ ભયથી બચવાને તેણે તદ્દન જૂદોજ ઉપાય યોજ્યો. તે સમયે ઓરફીયસ કરીને એક મહાન ગવૈયો હતો. તેના ગાયનમાં એવી તો અદ્દભૂત શક્તિ હતી કે તે સાંભળતાં પથ્થર પણ પીગળી જાય.

જેસને ઓરફીયસને પોતાની સાથે વહાણમાં લઇ લીધો. જ્યારે તે વ્યંતરીઓનો બેટ નજીક આવ્યો ત્યારે તેણે ઓરફીયસની પાસે સંગીત શરૂ કરાવ્યું. તેના મોહક ગાયનથી વહાણના ખલાસીઓ એવા તો મુગ્ધ બની ગયા, કે તે વ્યંતરીઓનું ગાન તેમને કાને પડયા છતાં પણ તે એટલું તો નીરસ અને તુચ્છ લાગ્યું કે તેની કાંઇ પણ અસર થઇ નહિ, અને તે રીતે તેઓ તે બેટ આગળથી ક્ષેમકુશળ પસાર થઇ શક્યા. સમજવાનો મુદ્દો એ છે, કે પોતાના બળ ઉપર વિશ્વાસ રાખવાથી યુલીસીસના જેવી ગતિ થાય છે. વ્યંતરીઓનાં ગાયન કરતાં ઓરફીયસનું સંગીત વધારે સુંદર હોવાથી જેમ જેસન ક્ષેમકુશળ મુસાફરી કરી શકયો તેમ પ્રભુના શુદ્ધ પ્રેમનાં અનન્ય અને નિત્ય સુખનું સેવન કરવાથી વિષયવાસનાને દૂર કરી શકાય છે.

“ જે માણુસ જીદ્દ કરી કેવળ પોતાનાજ બળ ઉપર આધાર રાખે છે તે પોતાની મનોવૃત્તિઓને કાબુમાં કેવી રીતે રાખી શકે ? જે માણુસ પ્રભુ પ્રેમમાંજ આનંદ માને છે તેજ ખરેખરો સંયમ રાખવામાં સ્હેલાઇથી ફતેહમંદ થાય છે. ” (અષ્ટાવક્ર સંહિતા).

પ્રભુ પ્રેમમાં અને પ્રભુ ભક્તોની સંગતિમાં જે માણુસ આનંદ લેતાં શીખ્યો છે, તેને કામ વિકાર નડતો નથી.

ઇરાનનો મહાન કવિ હાફીઝ એ દિવ્ય પ્રેમમાં એવો તો ચકચૂર બન્યો હતો કે પછી કોની મગદૂર હતી કે તેને પાછો વિષયભોગ તરફ આકર્ષે ? પ્રભુ પ્રેમમાં મસ્ત થએલાને તુચ્છ વિષયભોગમાં આનંદ મળે ખરો કે ? સાક્ષાત અમૃતનું પાન કરનાર મનુષ્ય કદી લોભાય ખરો કે ?

કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેઓ પ્રાર્થના કરતી વખતે જાણે હમણાંજ તેમના ઉપર ફાંસીની સજા થવાની હોય તેવા ભયભીત બની ઘુવડની માફક બેસે છે, એ કેવું ખરાબ? આનંદ-સ્વરૂપ પ્રભુને સંભારતાં, આવી રીતે વર્તવા કરતાં વધુ અજ્ઞાન બીજું કયું હોઇ શકે? પ્રભુ પોતેજ અનંત આનંદમય છે, અખિલ આનંદનો ઝરો છે; આ દુનિયામાં તેની સંગતિ જેવું સુખ અને આનંદ બીજા શેમાં હોઇ શકે? એકજવાર તે દિવ્ય આનંદનો અનુભવ થતાં એક બંગાળી કવિના કહેલા શબ્દો તમારા મુખમાંથી પણ નીસરી પડશે, "હે પ્રભો! ઐહિક ભોગના આનંદથી મારા હૃદયને તૃપ્તિ થાય તેમ નથી; કારણ કે મને તો તારા પાદ-પંકજમાંથી ઝરતા અમૃતનું પાન કરવું છે. માન કે વૈભવની મને બીલકુલ પરવા નથી. મધમાખી વળી મધ મૂકીને પાણી પીએ ખરી કે?"

કોઇ દારૂડીયા અગર વિષયલંપટને જો આ દિવ્ય આનંદનો એક ક્ષણ પણ અનુભવ થાય તો જરૂર તે પોતાની કુટેવોનો ત્યાગ કર્યા વગર રહે નહિ. શ્રી રામકૃષ્ણ પરમહંસને આ સિદ્ધાંત ઉપર અડગ વિશ્વાસ હતો, અને તેથી જ્યારે કોઇ દારૂડીયો કે વિ-ષયી તેમની પાસે જતો અને બીજા લોકો તેને વિષે ફરિયાદ કરતા ત્યારે તે મહાત્મા હમેશાં એટલુંજ કહેતા કે, "હશે! એને એમ કરવા દો. ક્યાં લગી તે એ પ્રમાણે કર્યા કરશે?" તેઓશ્રીને દૃઢ વિશ્વાસ હતો કે ઉપદેશ રૂપી જે મદિરાનું પાન તેઓ પોતે તેમને કરાવતા હતા, તેના દિવ્ય પ્રભાવ આગળ તેમની કુટેવો ઝાઝીવાર ટકનાર નથી.

માતાના મૃત્યુ પછી નારદઋષિ પ્રભુપ્રાપ્તિ અર્થે સંસારનો

ત્યાગ કરી વનમાં ગયા. અને ત્યાં એક મહાન્ વડ તળે ધ્યાનસ્થ થઇ બેઠા. ઘણો દીર્ઘ સમય એ પ્રમાણે બેઠા પછી તેમને ઓચિંતો સાક્ષાત્કાર થયો પણ તે થોડીજ વાર રહ્યો. થોડીવારે પ્રભુએ આકાશવાણીથી નારદજીને કહ્યું કે, " આ જન્મમાં તો, તું મને પ્રાપ્ત કરી શકે તેમ નથી. જે યોગી માત્ર શીખાઉ છે અને જેણે હજુ મનોનિગ્રહ સેવ્યો નથી તેને મારો સાક્ષાત્કાર થતો નથી ". વળી કહ્યું કે, " છતાં મેં તને જે ઝાંખી કરાવી છે, તે તારા હૃદયમાં મારે માટે આતુરતા ઉત્પન્ન થાય તેટલા માટેજ. મારે માટે જે ખરેખર આતુર બને છે, તેની સઘળી મનઃકામનાઓ આપોઆપ પૂર્ણ થઇ જાય છે. "

પ્રભુપ્રેમની લગની લાગ્યા પછી, આ જગતમાં આપણને શેની તમા રહે ? સર્વ હૃદયના અધિષ્ટાતા પ્રભુની ઉજ્વળ કાંતિનાં કિરણોથી પવિત્ર થયેલું હૃદય અહા ! કેવું સુંદર અને મનોહર હોય છે ? ભક્ત પોતે ભાન ભૂલી જઇને તેના પ્રેમમાં ગાંડો બની જાય છે. તમારી સર્વ મનઃકામનાઓ સર્વ સુંદરતાના આદિકારણરૂપ પ્રભુ પ્રત્યે વાળો, અને કામવિકાર–વિષયવાસનારૂપી રાક્ષસ તરફ જતી અટકાવો.

ઉપર બતાવેલા ઉપાયો કામને જીતવાના કેટલાક ખાસ ઉપાયો પૈકીના છે. પણ આ સર્વ ખાસ ઉપાયોનો ઉપયોગ કરતી વખતે આગળ જે સામાન્ય ઉપાયો સૂચવવામાં આવ્યા છે તે ભૂલી જવા જોઇએ નહિ, કારણ કે આ ખાસ ઉપાયો અજમાવવાથી તેમની ઉપયોગિતા બીલકુલ ઘટતી નથી.

કામમાંથી ઉદ્ભવતા બીજા દશ વિકારો ધ્યાનમાં રાખી તેના સપાટામાંથી બચવા સદા સાવધ રહો. એકજ કુટેવના ભોગ થઇ

પડેલા બે મિત્રો વચ્ચે સ્પર્ધા હોય તો તેથી પણ કુટેવમાંથી બચી શકાય છે. દાખલા તરીકે, બે મિત્રો એક બીજા જોડે શરત કરે, "ચાલો જોઇએ, આપણા બેમાંથી કોણ વધારે સમય સુધી વિકારને વશ રાખી શકે છે ?" મારી ખાત્રી છે કે એકલા પ્રયાસ કરવા કરતાં, આવા પ્રકારે કામ કરવાથી ઘણો જલદી ફાયદો થઈ શકશે.

**બીજાને સુધારવાનો પ્રયત્ન કરવાથી પણ આપણને અતુલ લાભ થાય છે,** કારણ કે તેમ કરવાથી આપણા પોતાના દુર્ગુણો વધારે ને વધારે આપણી દૃષ્ટિ સમીપ આવ્યા કરે છે. આપણને સ્વાભાવિક રીતેજ અંતરપ્રેરણા થાય છે કે બીજાને સુધારતાં પહેલાં આપણે જાતેજ સુધરવું જોઇએ. અમુક દુર્ગુણની ખરાબ અસરોનું વર્ણન કરતાં કરતાં આપણે તે દુર્ગુણને વધારે ને વધારે ધિઃકારતાં શીખીયે છીએ. આ રીતથી ફાયદો થાય છે તો ખરો; પણ તે અજમાવવામાં કેટલોક ભય રહેલો છે; તેથી ખૂબ સમાલવાનું છે. આવો બીજાને સુધારવાનો પ્રયત્ન કરતાં એક યુવાને પોતાની ખરાબી કર્યાનો દાખલો મને સાંભરે છે. તે યુવાન પતિત સ્ત્રીઓને સુધારવાનો પ્રયત્ન કરતો હતો પણ તેમ કરવા જતાં પોતેજ ફસાઇ જઇ પતિત થયો. માટે **બીજાને સુધારવા જેવી ભારે જવાબદારી વ્હોરી લેતાં પહેલાં પ્રયત્ન કરનારે પોતે અત્યંત મનોબળ મેળવેલું હોવું જોઇએ.** પણ પોતાનાથી ઓછા અથવાં પોતાના સરખા દોષવાળા માણસો સાથે મળીને એકબીજાને પવિત્ર–દોષમુક્ત થવાના પ્રયત્નમાં મદદગાર થવામાં બીલકુલ ધાસ્તી નથી.

કેટલાક એમ માને છે કે ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્ય પાળવું એ

અસંભવિત અને અયોગ્ય છે. જાણે વિષયભોગ એજ કેવળ ગૃહસ્થાશ્રમનો હેતુ હોય નહિ! અહા! જે દેશમાં ગૃહસ્થધર્મના પ્રવર્તકો પોતે સંપૂર્ણ ઇન્દ્રિયનિગ્રહવાળા ઋષિઓ અને મુનિઓ હતા, તેજ દેશમાં આવી વિષમભાવના પ્રચલિત જોઇને કોને ખેદ નહિ થાય? આના કરતાં વધારે શોકપ્રદ બીજું શું હોઇ શકે? પવિત્ર ઋષિ મુનિઓએ પોકારીને કહ્યું છે કે, "પ્રથમ ઇન્દ્રિય-નિગ્રહ મેળવો; અને પછી લગ્ન કરો." બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમની પુર્વે પાળવાનો છે. બાલ્યાવસ્થા પૂર્ણ થતાંજ બ્રહ્મચર્યાશ્રમનો આરંભ થાય છે, અને જ્યારે બ્રહ્મચર્યાશ્રમના પાલનથી વિશુદ્ધ ચારિત્ર બંધાય છે ત્યારેજ ગૃહસ્થાશ્રમમાં જવાને લાયક થવાય છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના સત્તરમા અધ્યાયમાં લખ્યું છે કે,

"આ પ્રમાણે બ્રહ્મચર્ય વ્રતધારી બ્રહ્મચારી પોતાનું વૃત્ત ઉત્તમ રીતે પાળીને, તથા પોતાના સર્વ વિકારોને ભસ્મીભૂત કરીને અગ્નિની પેઠે દેદીપ્યમાન બને, ત્યાર પછી બીજા કોઇ આશ્રમમાં પ્રવેશવાની ઇચ્છા હોય તો ગુરૂ પાસે પરીક્ષા આપીને દક્ષિણાથી ગુરૂને સંતોષીને જે આશ્રમની દીક્ષા લેવાની ઇચ્છા હોય તેમાં પ્રવેશ કરવો. એટલે કે પછી ચ્હાય તો લગ્ન કરી ગૃહસ્થ બનવું કે બંધન રહિત રહી વાનપ્રસ્થ કે સંન્યસ્ત ધર્મ સ્વીકારવો. ગૃહસ્થ ધર્મજ સ્વીકારવો હોય તો પોતાના જેવીજ રૂપ ગુણવાળી અને લોક નિંદાથી રહિત કન્યા સાથે લગ્ન કરવું."

ગૃહસ્થ જીવન ત્યારેજ ખરૂં આનંદમય બને છે કે જ્યારે કામને-વિષય વાસનાને-બરાબર કાબુમાં રાખી શકાય. પશુવૃત્તિનું પોષણ કરવું એ કાંઇ ગૃહસ્થ ધર્મ નથી. ગૃહસ્થ જીવન એટલે શું તેનો ખ્યાલ આપણને સતી સાવિત્રીના પિતાના વર્તનથી આવશે.

"પ્રજોત્પત્તિ માટે તેણે તીવ્ર નિયમોનું તથા બ્રહ્મચર્યનું પાલન કરવા માંડ્યું, તથા ખાવાપીવામાં નિયમિત થઇને તેણે ઇન્દ્રિયોને વશ કરવા માંડી."

આનું નામ તે ખરો ગૃહસ્થાશ્રમ! પ્રજોત્પાદન કરનારને માથે કેટલી ભારે જવાબદારી છે તેનો વિચાર કરો, અને તેમાં બેદરકારી રાખવાથી કેવાં માઠાં પરિણામો આવે છે તેનો ખ્યાલ કરો. જે મનુષ્ય પોતાની વૃત્તિઓ રોકી શકતો નથી તેનામાં અને પશુમાં ફેર શો?





# પ્રકરણ ૬ ઠું.

## ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો (ચાલુ).

### ક્રોધ.



ક્રોધથી થતા ગેરફાયદા અને તેના સંયમથી થતા ફાયદાનો વિચાર લાવી તેનાથી સદા દૂર રહેવાનો નિશ્ચય કરો. આ વિકારને વશ થવાથી કેટલી વ્યક્તિઓ અને પ્રજાઓ નાશ પામી છે? મહાભારતમાં યુધિષ્ઠિરે દ્રૌપદીને કહ્યું છે કે, "આ જગતમાં ક્રોધ એ વિનાશનું મૂળ છે. ક્રોધને વશ થઇ માણસ ભલા અને માનનીય લોકોને ભાંડે છે, અને સારી નરસી બાબતનું ભાન પણ ભૂલી જાય છે. ક્રોધને વશ થયેલો માણસ શું નથી કરતો? જીવવા લાયક નિર્દોષ મનુષ્યનો ઘાત કરે છે અને ખરેખર મારવા યોગ્ય મનુષ્યોને માન આપે છે. ક્રોધને વશ થઇ માણસ હિંસા પણ કરે છે. ક્રોધાંધ થવાથી માણસ કાર્યનું સત્ય સ્વરૂપ

સમજી શકતો નથી, તેમજ તે પોતાનાં કર્તવ્યનું તથા મર્યાદાનું ભાન પણ ભૂલી જાય છે" ( વનપર્વ. અ. ૨૯ શ્લો. ૩–૬ )

ક્રોધ પણ માણસ જાતનો કટ્ટો શત્રુ છે, કારણ કે તે બધા માનુષી ગુણોનો નાશ કરે છે. જે જે જુલમી અને અમાનુષી કાર્યોને લઇને આ દુનિયા નરક સમાન બની છે તેનું મૂળ કારણ ક્રોધ છે. ક્રોધને લીધે સુંદરમાં સુંદર માણસનો ચહેરો પણ ઘણો બીહામણો થઇ જાય છે, આંખો ફૂલીને લાલ ટેટા જેવી થઇ જાય છે, હોઠ ફફડે છે, શ્વાસોચ્છવાસ જોરથી ચાલે છે; ટુંકામાં, આખો ચહેરો બદલાઇ જઈ અમાનુષી દેખાવ ધારણ કરે છે. ક્રોધને ક્રોધી માણસનું મુખ ગમતું નથી, પછી ભલે તે પોતાનું પ્રિયજન હોય! ક્રોધથી માણસની કાંતિ જેટલી જલદી નાશ પામે છે, તેટલી બીજા કશાથી નાશ પામતી નથી. દેશી અને વિદેશી વૈદ્યોનો અનુભવ છે કે વાઇ, હિસ્ટિરીયા અને ગાંડપણનું મૂળ ઘણીવાર ક્રોધી સ્વભાવ હોય છે.

ક્રોધથી ઘણીવાર ભયંકર વ્યાધિ પણ થઇ આવે છે. થોડા સમય પર એક ગામડામાં બનેલો એક બનાવ છાપામાં આવ્યો હતો. તેમાં એવું બન્યું હતું કે બે સ્ત્રીઓ એક બીજી જોડે લઢતી હતી, તેમાંની એક સ્ત્રી બીજીની પાછળ લાકડી લઇને મારવા દોડી. બીજી સ્ત્રીએ પોતાના ઘરમાં ભરાઇ જઇને બારણું બંધ કરી દીધું, એટલામાં તેની પાછળ પડેલી સ્ત્રીએ ત્યાં આવીને બારણાં ધમધમાવવા માંડયાં. પણ પછી તે ત્યાંજ એકાએક પડીને મરણ પામી. અહા! ક્રોધનું કેવું ભયંકર પરિણામ! આપણામાંના ઘણાખરા કે જેઓ ક્રોધના આવેશના ભોગ થઇ પડયા હશે તેમને માલૂમ તો હશેજ કે એવા આવેશ પછી ભૂખ મરી જાય છે.

તેનું કારણ એમ છે કે તેની સ્થિતિમાં લોહી જોઇએ તે કરતાં વધારે વેગથી ફરે છે. અને પરિણામે જ્ઞાનતંતુઓ નબળા પડી જઇ પાચન શક્તિ મંદ પડે છે.

હવે આપણે ક્રોધના ભોગ થયેલા માણસની કેવી સ્થિતિ થાય છે તે તપાસીએ.

" અપ શબ્દોથી–કઠોર વચનોથી–ભેદાયલું હૃદય પાછું મૂળ સ્થિતિએ આવતાં ઘણોજ સમય લાગે છે; એના કરતાં તો બાણોથી ભેદાયલું કે કુહાડીથી છેદાયલું વૃક્ષ પુનઃ તેની પૂર્વ સ્થિતિને કદાચ જલદી પ્રાપ્ત કરે. પણ કઠોર વાગ્બાણથી ઘવાયલું હૃદય કદીએ રૂઝાતું નથી." ( મહાભારત ઉદ્યોગ પર્વ. અ. ૩૪. શ્લો. ૭૮ )

મજબૂત મનના માણસો કદી ક્રોધને વશ થતા નથી. કારણ ક્રોધ એ માનસિક નિર્બળતાની નિશાની છે. " દીર્ઘદર્શી પંડિતો જેને તેજસ્વી આત્મવાન કહે છે તેના મનમાં કદીએ ક્રોધ ઉત્પન્ન થતો નથી." ક્રોધને વશ થવાનાં માઠાં પરિણામો અને તેના પર જય મેળવવાથી થતા ઉત્કૃષ્ટ લાભો ધ્યાનમાં લઈ નિશ્ચય કરો કે, " હું કદીએ ક્રોધને વશ નહિ થાઉં," અને એ નિશ્ચયનો સદા મનમાં જપ કરો. એમ કરવાથી મારી ખાત્રી છે કે જરૂરને પ્રસંગે તેનો અમલ કરવામાં બીલકુલ અંતરાય આવશે નહિ.

**ક્રોધ ઉત્પન્ન થાય એવા પ્રસંગો, તેમજ જેનાપર ક્રોધ આવે તે વ્યક્તિ કે વસ્તુ, ક્રોધનો આવેશ શમે નહિ ત્યાં સુધી પોતાનાથી વેગળાં રાખવાં.**

**(૨) શરૂઆતમાં જેમ બને તેમ ટુંક સમય સુધી ક્રોધ રહે તેમ કરવું. તેમ કરવાથી તે ધીરે ધીરે નષ્ટ થઇ જશે.** બાઇબલમાં કહ્યું છે કે, " તમારી ક્રોધાવસ્થામાંજ સૂર્યને

કદી આથમવા દો નહિ." બાઇબલના એ વાક્યની કેટલી સારી અસર થાય છે તે નીચે આપેલી બનેલી વાત ઉપરથી સમજાશે. કોઈ બે અંગ્રેજ મિત્રો વચ્ચે કજીઓ થયો, ને તેઓ ક્રોધભર્યા છૂટા પડયા. થોડા કલાક પછી સાંજ પડી અને સૂર્યાસ્ત થવા આવ્યો ત્યારે તેમાંના એક જણે બીજાને ઘેર જઇ બારણાં ઠોક્યાં. બીજા માણસે બારણાં ઉગાડયાં એટલે પહેલા માણસે તેનો હાથ પકડીને કહ્યું, "હે મિત્ર! સૂર્યાસ્ત થવા આવ્યો, અને આપણે ક્યાં સુધી આ સ્થિતિમાં રહીશું?" તુર્તજ તેઓએ એક બીજા સાથે હાથ મેળવી અરસપરસ શુભ વાંછના ચાહી. જીસસ ક્રાઇસ્ટે કહ્યું છે કે, "વેદિ પર તું પ્રાર્થના કરવા આવે અને ત્યાં જો તને એમ યાદ આવે કે તારા કોઇ પણ મનુષ્ય બંધુને તારી સાથે કજીઓ થયલો છે, તો એકદમ તારી પ્રાર્થના રહેવા દઈને પ્રથમ તેની પાસે જા, અને તેના મનનું સમાધાન કરીને પછીજ તારી પ્રાર્થના કરવા માંડજે."

વળી બીજા બે યુવકો ઉપર આ સૂત્રની કેટલી અસર થઇ હતી તે નીચેની વાતપરથી જણાશે.

એક શહેરમાં બે યુવાન મિત્રો રહેતા હતા. તેમાંનો એક સ્કૂલમાં, અને બીજો કોલેજમાં અભ્યાસ કરતો હતો. એકવાર કાંઇક કારણુસર તેઓને તકરાર થઇ. બીજે દિવસે નિશાળના હેડમાસ્તરને એ વાતની ખબર પડતાં તેણે તે વિદ્યાર્થીને તેના મિત્રની માફી માગવા કહ્યું, ત્યારે તેણે જવાબ દીધો કે, "મેં કંઈ પણ ખોટું કર્યું નથી, છતાં જો મેં કાંઇ કર્યું હોય તો હું માફી માગું છું." આમ કહીને તે રડવા લાગ્યો, કારણ કે તે માનખંડિત થયો. આ છોકરો તકરાર થતા પહેલાં પેલા કોલેજના વિદ્યાર્થીને મળવા જતો હતો

પણ જ્યારથી તેને તકરાર થઇ ત્યારથી તેણે મળવા જવાનું છોડી દીધું. પેલા બીજા મિત્રને તેની ખોટ ઘણીજ સાલવા લાગી, અને જ્યારે જ્યારે તે પ્રાર્થના કરવા બેસતો ત્યારે ત્યારે તેને જીસસનું મહાસૂત્ર યાદ આવતું, અને તે મનમાં ઘણોજ ખિન્ન થતો. તેને હમેશાં એમ લાગતું કે, "જ્યાં સુધી હું મારા મિત્રનું સમાધાન કરીશ નહિ ત્યાં સુધી પ્રભુ મારી પ્રાર્થના સ્વિકારશે નહિ. કારણ કે પ્રભુ પોતે પ્રેમમય છે; એટલે જે મનુષ્ય બીજા મનુષ્ય પ્રત્યે વિષમ ભાવથી વર્તે છે, તેની પ્રાર્થના તે કદી પણ સ્વીકારતો નથી." આમ વિચારી તે યુવાન પોતાના મિત્ર પાસે ગયો, અને તેને સમાધાન કરવાને વિનવ્યો, પણ તેણે કટાક્ષમાં એમ કહી બતાવ્યું કે, "કાચ એક વાર તૂટયા પછી ફરી સંધાતો નથી."

ત્યાર બાદ એકવાર નિશાળમાં એક સભા મળી હતી ત્યાં તે વિદ્યાર્થીએ બેધડક જણાવ્યું કે, "જે કાંઇ બન્યું છે તેમાં મારો વાંક બીલકુલ નથી, અને તેથી મારા મિત્ર સાથે મેં જે વર્તન રાખ્યું છે તે તદ્દન યોગ્યજ છે. અને તેવી વર્તણુંક રાખવા માટે હું બીલકુલ દીલગીર નથી." હેડમાસ્તર આ સાંભળી ઘણો ગુસ્સે થયો અને તેણે તે છોકરાને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો; પણ પેલા કોલેજના વિદ્યાર્થીની વિનવણીથી તેણે સજા કરી નહિ. પછી તે કોલેજના વિદ્યાર્થીએ પ્રેમની તારીફ કરી તેના મિત્રને સમાધાન માટે ઘણા કાલાવાલા કર્યા અને અત્યંત આર્દ્ર હૃદયે તેની માફી માગી. અંતે પ્રેમનો વિજય થયો, તે છોકરાનું હૃદય પીગળ્યું અને બન્ને પાછા એકબીજાના મિત્ર થયા.

**(૩) ક્રોધને જીતવાનો એક એવો ઉપાય છે કે ક્રોધ શમી ગયા પછી આપણે આપણી પોતાની ભૂલ કબૂલ**

**કરવી અને જેના ઉપર ક્રોધ કર્યો હોય તેની માફી માગવી, પછી ભલેને તે વ્યક્તિ એક ક્ષુદ્ર ચાકર કાં ન હોય!** આમ કરવાથી આત્મશિક્ષણની ટેવ પડી ક્રોધને જીતી શકાશે.

(૪) **એક કાગળના કકડા ઉપર આપણી ક્રોધને વશ થવાની નિર્બળતાનું ભાન થાય એવો કોઇ સૂચક શબ્દ કે સંજ્ઞા લખવાં અને બેસવા ઉઠવાની જગાએ એવી રીતે ટાંગવાં કે તે સ્હેલાઈથી નજરે પડે.** આ ઉપાયથી પણ ક્રોધને ધીરે ધીરે વશ કરી શકાય છે. બંગાળાના એક પરગણામાં એક પ્રખ્યાત વકીલ હતો, તેનો સ્વભાવ ઘણો ક્રોધી હતો. એક સમયે તેણે એક વૃદ્ધ બ્રાહ્મણને ન કહેવા જેવા અયોગ્ય શબ્દો કહ્યા. પાછળથી તેને ઘણોજ પશ્ચાત્તાપ થયો, અને ભવિષ્યમાં એવું વર્તન કદી પણ નહિ કરવાનો નિશ્ચય કરી તેણે કેટલીક કાગળની કાપલીઓ લીધી અને તે દરેક કાપલીપર " ફરીથી " એવો શબ્દ લખી તેના ઓરડાની ભીંતો ઉપર તે ટાંગી દીધી. ત્યાર બાદ જ્યારે જ્યારે તેને ગુસ્સો ઉત્પન્ન થવાની તૈયારી હોય ત્યારે ત્યારે તેની દૃષ્ટિ તે કાપલીઓ ઉપર પડતાં તે શરમાઇને નીચું જોઇ જતો. એ રીતે તેનો ક્રોધ તુર્તજ શમી જતો.

(૫) **ક્રોધના આવેશ વખતે આપણી નિર્બળતા અને તે નિર્બળતાની અયોગ્યતાનું ભાન કરાવનાર કોઇ મનુષ્ય જો પાસે હોય તો તેનાથી પણ ફાયદો થાય છે.** પણ આ પ્રકારની મદદ આપનાર મિત્રોએ ઘણું સંભાળીને કામ લેવાનું છે; કારણ કે એવે સમયે સ્હેજ ઉદ્ધતાઇ કે બેવકૂફાઇથી ક્રોધ શમવાને બદલે ઉલટો વૃદ્ધિ પામે છે.

(૬) **ક્રોધી માણસના મુખ સમીપ દર્પણ ધરવાથી**

**ઘણીવાર તેનો ક્રોધ નરમ પડી જાય છે,** કારણ કે ક્રોધથી વિરૂપ થયેલો પોતાનો ચહેરો જોઇને તે શરમાયા વગર રહેશે નહિ.

(૭) **ક્રોધ આવે ત્યારે મુંગા રહેવું એ પણ એક સચોટ ઉપાય છે.** ગ્રીસના મહાન્ તત્વવેત્તા પ્લેટોને જ્યારે ક્રોધ આવતો ત્યારે તે શાંત થઇ બેસી જતો, અને ગુન્હેગારને સજા કરવી હોય તો તે ક્રોધ ઉતરી ગયા પછીજ કરતો. એવી રીતે એક વાર તે પોતાના ઘરમાં શાંત થઇ બેઠો હતો, ત્યારે તેના એક મિત્રે આવીને પૂછ્યું કે, "તમે બેઠા બેઠા શું કરો છો ?" પ્લેટોએ ઉત્તર આપ્યો કે, "હું એક ક્રોધી માણસને સજા કરૂં છું." ક્રોધાવેશમાં કરેલી સજા હદથી વધારે થઇ જવાનો સંભવ છે, માટે ન્યાયપુરઃસર વર્તવાને માટે ક્રોધ શમે ત્યાં સુધી થોભવાની ખાસ જરૂર છે.

ક્રોધ આવે ત્યારે સ્થાનાંતર કરવાથી પણ લાભ થાય છે. વળી આપણામાં એક હિત વચન છે કે, "**ક્રોધને બ્હાર પ્રદર્શિત કરતાં પહેલાં સો ગણવા.**" એ હિતવચન પ્રમાણે વર્તવાથી પણ ફાયદો થાય છે, કારણ કે સો ગણતાં જેટલો સમય લાગે તેટલામાં તો તેનો આવેશ ઘણે ભાગે નરમ પડી જાય છે, અને તે બ્હાર આવવા પામતોજ નથી. તેમજ **એવે સમયે ભગવત્ નામોચ્ચાર કરવાથી પણ લાભ થાય** છે, કારણ કે તેમ કરવાથી મન બીજી દિશાએ વળે છે.

(૮) **અપમાન ને નિંદાની દરકાર કરવી નહિ, અને તે ખમવાની ટેવ પાડવી.** ધારો કે, કોઇ શખ્સે આપણું અપમાન કર્યું તો તેમાં **આપણું** શું ગયું ? મનુસંહિતામાં કહ્યું છે કે, "જે માણસને અપમાન સહન કરવાની ટેવ છે તે તો નિરાંતે

નિદ્રા લઇને નિરાંતે ઉઠે છે, તથા પોતાનાં કાર્યમાં શાંતિથી પ્રવર્તે છે; પણ અપમાન કરનારનેજ ખરેખરૂં સહન કરવું પડે છે."

"ખોટું કામ કરનારને વહેલું યા મોડું વિમાસવું પડે છેજ. કોઇ માણસે કાંઇ ખોટું કર્યું તેથી શું મારે પણ તેમજ કરવું જોઇએ ? ના, ના ! મારૂં કર્તવ્ય તો હું સ્વસ્થ ચિત્તેજ બજાવીશ."

આ પ્રમાણે વિચાર કરવાથી પણ મન શાંત થઇ ક્રોધ ઉતરી જાય છે.

(૯) **જેમ જેમ કામ, લોભ, અહંતા અને દોષદૃષ્ટિ એટલે બીજાનાં છિદ્ર શોધવાની ટેવ ઓછી થાય છે તેમ તેમ ક્રોધવૃત્તિ પણ ઘટતી જાય છે.** કારણ કે ક્રોધ ઉત્પન્ન થવાનું કારણ મ્હોટે ભાગે માન ભંગ થવાથી, વિષયવાસના તૃપ્ત ન થવાથી, લોભની તૃપ્તિ ન થવાથી અગર બીજાના દોષો જોવાથીજ ઉપસ્થિત થાય છે. ભીષ્મદેવ યુધિષ્ઠિરને કહે છે. કે, "ક્રોધ લોભમાંથીજ જન્મે છે, અને પારકાના દોષનું શ્રવણ તથા મનન કરવાથી વૃદ્ધિંગત થાય છે અને માત્ર ક્ષમાજ તેનું નિવારણ કરવાનો સચોટ ઉપાય છે."

ક્ષમા અને શાંતિપ્રિયતા જેમ જેમ ખીલે છે તથા બ્રહ્મજ્ઞાનમાં જેમ જેમ આગળ વધાય છે તેમ તેમ ક્રોધવૃત્તિ ક્ષીણ થતી જાય છે. માનવ સ્વભાવની ઉજ્વળ બાજુપર હમેશાં દૃષ્ટિ રાખવાથી ક્રોધ ઉત્પન્ન થવાનો વારોજ આવતો નથી.

"ક્રોધ અને લોભમાંથી વળી ઇર્ષા ઉત્પન્ન થાય છે. કોઇ કોઇ વાર તો તે ખરાબ દૃષ્યો જોવાથી પણ થાય છે. તેને રોકવાના ઉપાય તરીકે પ્રાણી માત્ર પર દયાભાવ અને અધ્યાત્મ જ્ઞાનનો વિકાસ છે."

**सत्यमेव जयते नानृतम्** । છેવટે સત્યનો જય અને પાપનો ક્ષય થશે એ સૂત્ર ઉપર હમેશાં સંપૂર્ણ શ્રદ્ધા રાખો, એટલે ઈર્ષા દૂર થશે. મહાભારતમાં કહ્યું છે કે, "પોતાનાથી બળવાન શત્રુએ કરેલા નુકશાનનો બદલો લેવાની અશક્તિને લીધે ઈર્ષા ઉત્પન્ન થાય છે, અને તે દયાભાવથીજ જીતી શકાય છે."

ઉપર જે ક્ષમાશીલ અને દયાવાન થવાનું કહ્યું તે પરથી એમ નથી સમજવાનું કે, દુષ્ટકર્મ અને અધર્મની સામે આપણે કદી થવુંજ નહિ. અધર્મ અને પાપની સામે થવાથી ભલે કદાચ આપણને ફતેહ ન મળે તોપણ તેની કાંઈક અસર તો થાય છેજ. તમારી આસપાસ જરા પણ અનાચાર કે અધર્મ દેખાય તો તેની સામે તુર્તજ પોકાર કરી ઉઠો, અને તેને દૂર કરવાનો બનતો પ્રયત્ન કરો. પાપને, દુરાચારને, દુર્ગુણને દુર કરવા માટે આકાશ તથા પાતાળને એક કરો, પણ મનના સમતોલપણાનો બીલકુલ ભંગ થવા દો નહિ. પાપ અને અનાચારની સાથે બેલાશક બાથ ભીડો, પણ તે શાંત અને સ્થિર ચિત્તથીઃ જેવી રીતે કુરૂક્ષેત્રમાં યુદ્ધ કરવાનું ભગવાને અર્જુનને કહ્યું છે, તેવી રીતે જે કાંઇ કરવામાં આવે તે બીલકુલ ક્રોધ રહિત અને માત્ર ફરજ તરીકે તથા સત્યની પ્રતિષ્ઠા અને ઇશ્વરી નિયમના પરિપાલનની ખાતરજ થવું જોઇએ. જે માણસ અધર્મ અને અનાચારની સામે થતો નથી, તે માનવ જાતનો શત્રુ ને શેતાનનો સાથી છે; તે પ્રભુનો ભક્ત નથી. મહાત્મા જોસફ મેઝીની કહે છે કે, "જ્યારે જ્યારે તમારી આજુબાજુ અનાચાર અને અનીતિ જોવા છતાં તેમની સામે તમે થતા નથી, એટલે તેને દૂર કરવાનો પ્રયત્ન કરતા નથી, ત્યારે ત્યારે તમારા કર્તવ્યથી તમે ભ્રષ્ટ થાઓ છો."

જે માણસ અધર્મની સામે ઉઠતો નથી તે ઇશ્વરનો ગુન્હેગાર છે. અધર્મ વિશે કાસ્યપ રૂષિ પ્રલ્હાદને સંબોધીને રહે છે કે, "સમાજમાં અધર્મથી ધર્મનો પરાજય થાય, અને તેમ થવાથી જે પાપ પ્રવર્તે તેનો અર્ધો દોષ સમાજના નેતાઓને, ચોથો ભાગ બધા લોકોને—જેમની અધર્મના વિરૂદ્ધ પોકાર ઉઠાવવાની ફરજ છે—, અને બાકીનો ફક્ત ચોથો ભાગ દોષ ખરા પાપ કરનારને લાગે છે. જ્યાં સુધી અધર્મીને શોધી કહાડી સજા કરવામાં આવતી નથી ત્યાં સુધી સમાજના શિરપરથી તે પાપ ઉતરતું નથી."

મહાત્મા શ્રીમાન ગાંધીના સત્યાગ્રહના સિદ્ધાંતનું પણ આજ રહસ્ય છે, કે પાપ કે અન્યાયનો નિઃશસ્ત્ર સત્યાગ્રહથી પ્રતિકાર કરવો એ પ્રત્યેક માણુસની ફરજ છે. આપણી જવાબદારી કેટલી ભારે છે તે આ ઉપરથી જણાશે.

( ૧૦ ). ક્રોધને વશ કરવા માટે કેટલાક શારીરિક નિયમો પણ પાળવા પડે છે. **જે ખોરાક ખાવાથી તામસી પ્રકૃતિ વધે તે ખોરાકનો ત્યાગ કરવો. શરીરને હમેશાં ઠંડું રાખવાનો પ્રયત્ન કરવો.** હાથને કોણી સુધી તથા પગને ઘુંટણ સુધી, મુસલમાન ભાઇઓ નિમાઝ પઢતી વખતે ધુવે છે તે પ્રમાણે ગરદનનો ભાગ પણ ધોવો, તથા મસ્તક પણ પાણીથી ધોવું. એમ કરવાથી મન શાંતિમાં રહે છે.

આગળ વર્ણવ્યા મુજબ ક્રોધમાંથી ઉદ્દ્ભવતા આઠ વિકારોથી સાવધ રહેવું. કોઇને એમ શંકા થશે કે, "ગુસ્સો રાખવો તે તો વ્યવહારમાં ઉપયોગનું છે માટે તેના વિના દુનિયામાં કેમ ચાલે?" તેના સમાધાનમાં એટલુંજ કહેવું બસ થશે કે, "ક્રોધ કરતાં **માયાળુ વર્તનથી ધારેલું કામ વધારે સારી રીતે પાર**

પડે છે એ સામાન્ય અનુભવ છે." કોઈ પણ શિક્ષકને પૂછવાથી ખાત્રી થશે કે શારીરિક શિક્ષા કરતાં માયાળુ હિત વચનોથી વિદ્યાર્થીઓ પર વધારે સારી અસર થાય છે. ક્રોધાવેશમાં કોઇ માણસ ઇજા કરવા આવે, ત્યારે તેના સામું હસતે મ્હોડે જોવાથી તેનો ગુસ્સો તુર્ત નરમ પડી જશે. "નમ્ર સ્વભાવથી કઠોર તેમજ સરળ હૃદય-વાળાને વશ કરી લેવાય છે; નમ્રતા આગળ કાંઇ પણ અસાધ્ય નથી; માટે કઠોરતા કરતાં નમ્રતા વધારે હિતકર છે."

છતાં પણ જ્યાં નમ્રતાથી કાર્ય સિદ્ધિ થતી ન હોય, ત્યાં ઋષિ મુનિયો તથા સંતોની પેઠે, ક્રોધની લાગણી મનમાં આણ્યા વગર, ક્રોધનો દેખાવ કરવામાં હરકત નથી. "જ્યારે સંત પુરૂષો ક્રોધ કરે છે, ત્યારે પણ તેમની મનઃ શાંતિનો ભંગ થતો નથી. એક બળતા તણખલાથી (કિંચિત્ ક્રોધથી)સાગરનું (મનનું) પાણી (શાંતિ) ઉકળે ખરૂં?" અર્થાત્, જેવી રીતે એક બળતા તણખલાથી સાગરનું પાણી ઉકળી જતું નથી તેવી રીતે કિંચિત્ ક્રોધના દેખાવથી સાગરના જેવી તે મહાત્માઓના મનની શાંતિનો ભંગ થતો નથી.

એક સમયે નારદ ઋષિ પોતાની પ્રિય વીણાને વગાડતા સ્વર્ગ પ્રત્યે જતા હતા. રસ્તામાં તેમને એક સાપ સાથે મેળાપ થયો. તેણે તેમને પૂછ્યું, "હે મહારાજ! મારે મોક્ષ પ્રાપ્તિ કરવાને શું કરવું?" નારદે કહ્યું, "કોઇને પણ તું કરડીશ નહિ." સર્પે તે શીખામણ માન્ય કરી તે દિવસથી કરડવાનું છોડી દીધું. પાસે રહેતા કેટલાક ગોવાળીયાના છોકરાઓને આ વાતની ખબર પડી, એટલે પછી તેઓ તે સાપને ઢેખાળા અને પથરા મારી પજવવા લાગ્યા. આથી પેલા સાપને ઘણી પીડા થઇ પણ તે સઘળી પીડા

તેણે મુંગે મ્હોંડે સહન કર્યાં કરી. દેડકાંઓ પણ તેની સમીપ આવી તેની મશ્કરી કરવા લાગ્યાં. થોડા દિવસ પછી નારદ રૂષિ પાછા એજ રસ્તે થઇને જતા હતા, ત્યારે તેમણે તે સાપની ખબર પૂછી. સાપે કહ્યું, "ભગવાન,! હું તો મરી ચાલ્યો! જરા મારા સામું તો જુઓ. કરડવાનું બંધ કર્યા પછી છોકરાઓએ મારા કેવા હાલ હવાલ કર્યા છે? મારી મારીને મને અધમુઓ કરી નાખ્યો છે. ક્ષુદ્ર દેડકાંઓ પણ મને પજવે છે. આવી રીતે તો કેમ કરીને જીવાશે?" તે સાંભળી નારદે કહ્યું, "અરે ગાંડા! મ્હેં તને કરડવાની ના કહી છે, પણ કાંઇ ફૂંફાડો મારવાની ના કહી છે?" ત્યાર પછી જ્યારે છોકરાઓ તેને મારવા આવ્યા ત્યારે તેણે ફેણ ઉંચકીને એક ફૂંફાડો કર્યો એટલે બધા નાશી ગયા, અને ફરીથી તેનું નામ દેવાની ખો પણ ભૂલી ગયા. જોકે કરડવાની જરૂર નથી તોપણ આ દુનિયામાં કોઇ કોઇવાર ફૂંફાડો મારવાની જરૂર પડે છે.





## પ્રકરણ ૭ મું.

### ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. (ચાલુ).

### લોભ.




આ દુનિયામાં શેનો લોભ રાખું છું ? અને તે લોભની તૃપ્તિથી પ્રાપ્ત થતું સુખ કેટલો સમય ટકશે ? અંતે તેનાથી મને શો લાભ થવાનો છે ?" આવા આવા વિચાર કરવાથી ભૌતિક પદાર્થોની અનિત્યતા અને શુષ્કતા સ્પષ્ટ જણાઇ આવતાં લોભનો નિરોધ થશે. ભીષ્મ પિતામહ યુધિષ્ઠિરને કહે છે, "લોભનું મૂળ અજ્ઞાન છે. ભોગની અસ્થિરતાનું ભાન થતાંજ તેમના પ્રત્યેનો લોભ નાશ પામે છે." કોઇ કહેશે કે, "અમે ઇન્દ્રિયજન્ય સુખોનો લોભ રાખતા નથી પણ અમે તો માન અને કીર્તિના ભૂખ્યા છીએ," તો તે પણ કેવાં ક્ષણિક છે ? બુદ્ધ ભગવાન કહે છે કે, "ખરેખર !

હે છન્દક ! ભોગના તમામ પદાર્થો અનિત્ય, અસ્થિર અને સ્વભાવથીજ ચંચળ છે. પર્વત પરથી પડતા ધોધની ઝડપથી તેઓ ચાલ્યા જાય છે, ઝાકળનાં બિંદુઓ જેવા તે ક્ષણભંગુર છે. ખાલી મુઠ્ઠીના જેવા પોકળ, અને કેળના સ્થંભ જેવા નિર્બળ છે, અપથ્ય ખોરાકના જેવા તે દુઃખકર્તા અને શરદ્ ૠતુનાં વાદળાંની માફક પળવારમાં વીખેરાઇ જનારા છે, આકાશમાં થતી વિદ્યુતના જેવા ચપળ અને વિષમ ખોરાકના જેવા હાનિકારક છે, કૌવચના જેવા પીડાકારી તથા બાળકના બડબડાટના જેવા નકામા છે. પાણીના પરપોટા જેવા તે નાશવંત છે તથા ઝાઝવાંનાં જળના જેવાં મિથ્યા છે. દૃષ્ટિદોષથી ઉદ્‌ભવતા સ્વપ્ન સમાન અને સમુદ્રની પેઠે તોફાનોથી ભરપૂર છે. તેમજ તેઓ ખારા પાણીના જેવા અતૃપ્તિકર અને સાપની પેઠે નહિ છેડવા લાયક છે. વળી તેઓ ભય, ક્લેશ અને અહંકાર આદિ દુર્ગુણોના હેતુરૂપ છે. આમ હોવાથીજ ડાહ્યા લોકો તેમનાથી દૂર નાસે છે, વિદ્વાનો તેમને વખોડે છે, સંભાવિત સજ્જનો તેમને હસી કહાડે છે. બુદ્ધિમાન તો તેમનાથી સદા અલગજ રહે છે, પણ મૂઢ અને અજ્ઞાની જનોજ તેઓનો સત્કાર કરી તેમાં રાચે છે." (લલિત વિસ્તર. અ. ૨૧)

ત્યારે શું આપણે આવા નિંદ્ય અને વિનાશકારી ભોગોને માટે વલખાં મારીશું? અને તેવા ભોગોથી પ્રાપ્ત થતું સુખ કેટલો સમય ટકે છે? મહાન કવિ ભારવિ કહે છે, "આજે ભોગવેલા ભોગ કાલે પાછા ભૂતકાળનો વિષય થઇ જાય છે, અને માત્ર સ્મૃતિમાંજ રહે છે. માટે તેમને સ્વપ્ન જેવા જાણીને તેમાં કદી મચ્યા રહો નહિ."(કિરાતાર્જુનીય)

વળી અધૂરામાં પૂરૂં સુખની પાછળ દુઃખ આવે છે. ઉપર જણાવેલ ભારવિ કવિજ કહે છે કે, "ઐહિક ભોગના પદાર્થો આપણા

મનમાં આશાઓ ઉત્પન્ન કરે છે પણ અંતે આપણને છેતરે છે; તેઓ ક્ષણિક સુખ આપે છે ખરા, પણ આપણને નુકશાન કરે છે. તેઓ આપણો ત્યાગ કરીને જાય છે છતાં આપણને તેમનો ત્યાગ કરવો ગમતો નથી. કામનાઓ મનુષ્યનો કટ્ટો શત્રુ છે." ( કિરાતાર્જુનીય ).

બંગાળીમાં એક ઉક્તિ છે કે, "લોભમાંથી પાપ, અને પાપથી મૃત્યુ થાય છે." હિતોપદેશમાં કહ્યું છે કે, "લોભમાંથી ક્રોધ, કામ, મોહ અને અંતે નાશ થાય છે. લોભ એ સર્વ પાપનું મૂળ છે. ઇપ્સિત કામનાની તૃપ્તિના માર્ગમાં અંતરાય આવતાં જરૂર ક્રોધ ઉત્પન્ન થાય છે. લોભથી સારાસાર સમજવાની શક્તિ અને અંતઃકરણ બુઠ્ઠાં થઇ જાય છે. લોભ અને કીર્તિની આકાંક્ષા ઘણીએ વાર માણસને પાપમાં દોરે છે. મહાભારતમાં કહેવામાં આવ્યું છે કે, "લોભથી બુદ્ધિનો નાશ થાય છે, બુદ્ધિનો નાશ થતાં લાજમર્યાદા જતી રહે છે, તેના પરિણામે ધર્મનો લોપ થાય છે, અને ધર્મના લોપની સાથે માણસમાં જે કાંઇ ઉત્તમ ગુણો હોય છે તે સઘળા નષ્ટ થાય છે." ( ઉદ્યોગપર્વ. ૮૧-૧૮ ). વળી હિતોપદેશમાં કહ્યું છે કે, "લોભથી બુદ્ધિ ચળે છે, અને તૃષ્ણા ઉત્પન્ન થાય છે; અને તૃષ્ણાતુર માણસ આ લોક તથા પરલોકમાં દુઃખને પ્રાપ્ત થાય છે." ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયા પછી જો લોભ શાંત થતો હોય તો તો ઘણું સારૂં; પણ મનુષ્યના જીવનમાં તેથી ઉલટું જ બને છે. જેમ જેમ લોભને તૃપ્ત કરીએ છીએ તેમ તેમ જાણે બળતામાં ઘી હોમાતું હોય તેવી રીતે તે વધારે પ્રદીપ્ત થાય છે.

આ સિદ્ધાંત ઉપર એક સુંદર દૃષ્ટાંત છે. પૂર્વે યયાતિ નામનો રાજા જ્યારે વૃદ્ધ થયો ત્યારે તેણે વિચાર કર્યો કે, "પોતાની કામ-

નાઓને દાબી દેવા કરતાં તેમને તૃપ્ત કરવાથી તેઓ જલદી મુક્ત થઇ જાય છે. હું તો મારી કામનાઓને એ સિદ્ધાંત પ્રમાણે તૃપ્ત કરીશ." પણ તે જાતે વૃદ્ધ હોવાથી એ ભોગ ભોગવવાને લાયક નહોતો. તેથી પોતાની ધારણા બરાબર અમલમાં મૂકવાના હેતુથી તેણે યુવાવસ્થા પ્રાપ્ત કરવા માટે ઇશ્વર પાસે માગણી કરી. તેના પુરૂ નામના એક પુત્રે પોતાની યુવાવસ્થા પિતાને અર્પણ કરી પોતે તેની વૃદ્ધાવસ્થા ગ્રહણ કરી, યયાતિ રાજા આ પ્રમાણે યુવાન બનીને ઇચ્છાઓને તૃપ્ત કરવાના હેતુથી ખૂબ ભોગવિલાસ કરવા લાગ્યો. તે પણ પાંચ પચાસ વર્ષ નહિ પણ એક હજાર વર્ષ સુધી તેણે એવી રીતે અવ્યાહત ભોગો ભોગવ્યા; છતાં છેવટે પરિણામ તો એનું એજ આવ્યું. તેની ખાત્રી થઇ કે, કામનાઓ ભોગ ભોગવવાથી કદી પણ તૃપ્ત થતી નથી. તેથી હજારમા વર્ષને અંતે તેણે પોતાના પુત્ર પુરૂને પાસે બોલાવીને કહ્યું, "હે પ્રિય પુત્ર! તારી યુવાવસ્થા લઇને મેં યથેચ્છ ભોગો ભોગવ્યા છે. પણ કામનાઓ કદીએ ભોગથી તૃપ્ત થાય તેમ નથી. જેમ અગ્નિમાં ઘૃત હોમવાથી તે વધારે પ્રજ્વલિત થાય છે તેમ કામનાઓ ભોગ ભોગવવાથી ઉલટી વૃદ્ધિને પામે છે. આખા જગતના ધન ધાન્ય, પશુ પક્ષીઓ અને સુંદર યુવતિઓ માત્ર એક મનુષ્યની સર્વે મનઃકામનાઓને સંતોષવાને અશક્ત છે; માટે તેઓનો ત્યાગ કરવોજ ઘટે છે. ખરો સુખી તો તેજ છે કે જેણે ભોગની વાસનાને જીતી છે. વાસના એક જીવલેણ રોગ–વ્યાધિની પેઠે, વિકારી મનમાંથી કદી પણ ખસતી નથી અને વૃદ્ધાવસ્થાની અશક્તિમાં પણ એવી ને એવી પ્રબળ રહે છે. માટે હવે તો હું એ સર્વનો ત્યાગ કરીને, ઇશ્વરમાં ચિત્ત જોડી, નિર્દ્વંદ્વ, સુખ તથા દુઃખમાં સમાન, એવો

ઉદાસીન અને નિર્મળ થઇને પશુઓ ભેગો જંગલમાં વિચરીશ, તથા ઐહિક પદાર્થમાંથી એક પણ પદાર્થ મારો પોતાનો ગણીશ નહિ; વળી સુખ તથા દુઃખમાં કાંઇ પણ ભેદ ગણીશ નહિ. ”

વાસના રહિત હૃદયથી જ્યારે ભોગનું સેવન કરવામાં આવે છે ત્યારેજ શાંતિ મળે છે; પરંતુ લોભથી મનની શાંતિનો નાશ થાય છે. લોભ એ એક માનસિક રોગ છે; પણ તે અસાધ્ય વ્યાધિ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, “ જેવી રીતે સર્વ નદીઓનું પાણી ભરેલા સમુદ્રમાં જાય છે છતાં સમુદ્ર પોતાની મર્યાદા મૂકતો નથી તેવી રીતે જે મનુષ્યના હૃદયમાં સઘળી કામનાઓ ઉદ્ભવે છે છતાં પણ તેનું મન ચલિત થતું નથી, તેજ માણસ શાંતિ ભોગવે છે; નહિ કે જે માણસ ભોગના પદાર્થોની વાંછના નિરંતર કરતો હોય. ( અ. ૨. શ્લો. ૭૦ ).

**(૨). ઇચ્છાઓને ઉત્તેજન આપનાર પદાર્થોથી મનને અન્યત્ર વાળવાથી આપણને મદદ થાયછે.** ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે, “ ઇચ્છાઓ જેવી ઉત્પન્ન થાય તેવીજ તેઓને દાબી દેવી, અને તેઓને તૃપ્ત કરવાને તો મુદ્દલ પ્રયત્ન કરવોજ નહિ. ” એમ કરવાથી લોભ જલદી જીતાશે.

“ જ્યારે જ્યારે ચંચલ મન ચલિત થાય ત્યારે ત્યારે તેને સંયમથી વશ કરવું.” ( ગીતા. અ. ૬ શ્લો. ૨૬ ).

જ્યારે કોઇ ઇચ્છા, જેવી કે સારૂં ખાવાની, કે સારાં કપડાં પહેરવાની થાય ત્યારે તેને પુરી નહિ કરવાનો નિશ્ચય કરવો. અરે ! થોડા સમયને માટે તો તે ઇપ્સિત ખોરાક કે કપડાંને અડકવું સુદ્ધાં નહિ. આ રીતે સતત પ્રયત્ન કરતાં સઘળી કામનાઓને જીતી શકાશે અને તેમને આધીન થવાનું બંધ થઇ જશે. આ દુનિયામાં

તમારૂં જે કાંઇ છે તે, તમે જે વસ્ત્રો પહેરો છો તે સઘળું તમારે સંસારમાં રહેવાનું છે માટેજ જરૂરનાં છે. અર્થાત્, એમના વગર દુનિયામાં ચાલે તેમ નથી, માટે તેમનો ઉપયોગ કરવો પડે છે; નહિ કે તે પદાર્થોમાંથી આપણે સુખ મેળવવાનું છે. એ પ્રકારનું મન રાખી તે પદાર્થોની સાથે તેટલોજ સંબંધ રાખવો. યોગવાશિષ્ઠમાં વશિષ્ઠ રૂષિ શ્રીરામચંદ્રજીને કહે છે, " જેવી રીતે વિષવૃક્ષનો અંકુર ફૂટતાંજ તેનો નાશ કરવામાં આવે છે તેવી રીતે ન્હાનામાં ન્હાની કામનાને પણ ઉદ્ભવતાં વારજ સંયમથી દાબી દેવી. "

વળી કહે છે કે, " ઇચ્છારૂપી માછલીને ત્યાગ રૂપી કાંટાથી પકડો. " લાલચથી જેમ બને તેમ દૂર રહેવું. લલચાવનાર પદાર્થ જો સમીપ ન હોય તો તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો નહિ અને ભોગજોગે તે જો પાસેજ હોય તો લાલચ ઉત્પન્ન થતી માલૂમ પડે કે તુર્તજ તેનાથી જેમ તેમ અલગ થઇ જવું.

એક કંજુસ હતો તેની પાસે પુષ્કળ ધન હતું; પણ તે બધું તેણે ભોંયમાં દાટી રાખેલું હતું. દરરોજ દહાડામાં બે ચાર વખત તે ખજાનાની તપાસ કરતો અને મનમાં ઘણો મલકાતો. એને ધનસંચયનો એવો તો શોખ હતો કે તેને જોઇને તેનું હૈયું હાથ હાથ ઉછળતું. જો કોઇ દિવસ પૈસા ગણ્યા વગર સૂતો તો તેને ચેન પડતું નહિ. આ ધનભંડાર મેળવવાને તેણે કેટલાં કાળાં ધોળાં કીધાં હશે તે તો વાચકવર્ગે જાતેજ વિચારી લેવું. હવે એક દિવસ એવું બન્યું કે તે વાણીઓ કાંઇ કામસર બ્હાર ગયો; એટલે તેનું બધું ધન તેના મિત્રોએ ખસેડીને દૂર કરી દીધું. જ્યારે તે કંજુસ પાછો આવ્યો ત્યારે તેણે જોયું કે તેની દાટેલી જગોએ મ્હોટો ખાડો પડેલો હતો, અને તેમાં ફૂટી બદામ પણ રહી નહોતી.

આથી તેની એવી તો સ્થિતિ થઇ કે જેનું વર્ણન કરવું પણ અશક્ય છે. અધૂરામાં પૂરૂં તેના મિત્રોએ તેનું રહ્યું સહ્યું રાચરચીલું અને વસ્તુઓ પણ લઇ લીધેલાં હતાં એટલે તો તે પોકેપોક મૂકી રડયો. તે એટલો તો શોકાતુર થયો કે તેને છેવટે વિરાગ આવ્યો; અને તે વિચારવા લાગ્યો, "અહા ! એ બધા ધનનો શો ઉપયોગ? અંત સમયે મને એ શું કામ આવનાર છે? ઉલટું તે ધન અહિં મૂકીને જતાં મારા મનમાં દુઃખની લાગણી થશે. અરે! આ ધન મેળવવાને મેં મારૂં ભવિષ્યનું સુખ બગાડયું નથી શું? મને જે વસ્તુ કામ લાગે તેવી છે, તેનો મેં ત્યાગ કર્યો નથી શું?" આવું વિચારીને બાકી જે કાંઇ રહ્યું હતું તે બધાંનો તેણે સમૂલો ત્યાગ કર્યો. તેના મિત્રોએ લીધેલું બધું ધન તેને પાછું આપવા માંડયું, પણ તે તેણે હવે સ્વીકાર્યું નહિ અને સન્યાસી થઇ ગયો. આ પ્રકારે તેના મિત્રોએ તેની વ્હાલામાં વ્હાલી વસ્તુઓને લઇ લઇને તેને ઉદ્ધારને માર્ગે ચઢાવ્યો.

લાલચના પદાર્થોથી જેમ બને તેમ દૂર રહેવું તેનો અર્થ એવો નથી કે દુનિયાનો તદ્દનજ ત્યાગ કરવો. સંસારનાં કાર્ય વ્યવહારમાં ધન, માન અને કીર્તિ મળે તેનો ઉદાસીન વૃત્તિથી સ્વીકાર કરવો, પણ ખાસ તેમનેજ ખોળતા જવું નહિ; અને હમેશાં પ્રભુને પ્રાર્થના કરવી કે, "તે પદાર્થોની પ્રાપ્તિથી કોઇ રીતે હું બંધાઉં નહિ." લોભના પદાર્થો વિષે બેદરકાર રહીને, પોતાના પંડની, કુટુંબની અને દુનિયાદારીની ફરજો બજાવવી.

**(૩) કેટલીક જરૂરીયાતો તો આપણે પોતેજ ખોટી ઉપજાવી કહાડેલી હોય છે; અને તેથી આપણો લોભ વૃદ્ધિંગત થાય છે.** શાંત મગજથી ક્ષણભર વિચાર કરી જુઓ

કે આપણુને જેના વગર ચાલે નહિ એવી કેટલી વસ્તુની આ જગતમાં ખરેખરી જરૂર છે? તમને આશ્ચર્ય લાગશે કે આપણી જરૂરીયાતો ઘણીજ થોડી છે. જે સુંદર અને સ્વાદિષ્ટ વાનીઓ દરરોજ આપણે ભોજન કરીએ છીએ, તેની શું ખરેખર જરૂર છે? એક ગામડીયા તરફ તમારી દ્રષ્ટિ ફેરવો અને તપાસ કરો કે તે આપણા જેવો પૌષ્ટિક ખોરાક ખાય છે ખરો કે? છતાં પણ આપણા કરતાં શું તે ઓછો બળવાન છે? દૂધના જેવી સફેદ અને કોમળ પથારી તરફ નજર કરો અને તેની આસપાસ નાંખેલી મોંઘા મૂલની મચ્છરદાનીનો ખ્યાલ કરો. એ બધાંની શું ખરેખરી જરૂર છે? પેલો ગરીબ ગામડીઓ વધારે નિરાંતે ને સુખમાં પોતાનું જીવન ગાળે છે, તે કયાં સુવે છે તે તમે જાણો છો? તેતો આ પગ નીચેની કડણ જમીનપર રસ્તાની બાજુએ એકાદ વૃક્ષને છાંયડે સુવે છે, છતાં તેની નિદ્રા કેટલી ગાઢ અને શાંત હોય છે? આપણુને એ ત્રણ માળના મકાન શિવાય ચેન પડતું નથી; જ્યારે બીજા એવા પણ કેટલાક છે કે જેના જોડા સાફ કરવાની પણ આપણામાં યોગ્યતા નથી, છતાં તેઓ કયાં રહે છે? તેઓ તો ઘાસથી બાંધેલી, ન્હાની અને નીચી પણ પવિત્રતાથી પ્રકાશતી એકાદ ઝુંપડીમાં રહે છે, અને ત્યાં આપણે સ્વપ્ને પણ નહિ ભોગવેલાં એવાં આધ્યાત્મિક સુખ અને આનંદ અનુભવે છે.

કદાચ કોઇ કહેશે કે આ બધી વસ્તુઓનો તો અમને મ્હાવરો પડી ગયો છે એટલે હવે તો તે બધી અમારી જરૂરીયાતો થઇ પડી છે. આવી રીતે પોતાની ટેવોના ગુલામ થયેલા લોકોને એટલુંજ કહેવું બસ થશે કે, "રાજા ભર્તૃહરીને જેટલા સુખવિલાસ અને ભોગનો મ્હાવરો હતો તેના સોમા હિસ્સાનો મ્હાવરો તમને નથી. છતાં

તે રાજા શું કહે છે, "જો ! જો ! સર્વ સ્પૃહાથી મુક્ત એવો પેલો ભિક્ષુક રાજાની પેઠે કેવો શાંતિથી સુખમાં સૂતેલો છે ? પૃથ્વી એજ તેનો પલંગ છે અને તેનો હાથ તેનું ઓશિકું છે. આકાશ એજ તેનું છત્ર છે, ચંદ્રમા તેનો દીપક છે, અને વિરાગ તેની પત્ની છે જેની સંગતિમાં તે સતત સુખનો અનુભવ કરે છે અને ચારે દિશાઓમાંથી વાતો પવન તેના પંખારૂપ છે." આની સાથે સરખામણી કરતાં તુર્ત સમજાશે કે વિલાસની વસ્તુઓ મેળવવાને માટે આપણે ગાંડા માણસની પેઠે કેવાં ફાંફાં મારીએ છીએ અને જ્યારે તે વસ્તુઓ આપણને મળતી નથી ત્યારે પાછા નાહક દુઃખ પામીએ છીએ! સંત પુરૂષો સવાલ કરે છે કે, "સૃષ્ટિમાં ઠામોઠામ મળી આવતાં નૈસર્ગિક શાકપત્રથી ક્ષુધાની શાંતિ થઇ શકે તેમ છે, તો પછી પેટ ભરવા માટે કોણ એવો હોય કે પાપાચરણ કરે ?"

છતાં પણ કેટલાક એવા હોય છે કે જેની ભૂખ મેંઢાં, બકરાં તથા એવાં બીજાં પ્રાણીઓની હત્યા થયા વગર ભાંગતી નથી. શું તેઓ વનસ્પતિના ખોરાકપર જીવી શકે તેમ નથી? જીવી તો શકાય પણ તેમની કૃત્રિમ જરૂરીયાત તેમના મગજની ખોટી ભ્રમણાને લીધે જન્મેલી હોય છે. વિલાસવૃત્તિનો ત્યાગ કરી સાદા અને પૌષ્ટિક ખોરાકનું સેવન કરવાનો, સાદી પથારીપર શયન કરવાનો, અને સાદા પણ સ્વચ્છ ઘરમાં વાસ કરવાનો મ્હાવરો રાખ્યાથી લોભને સ્હેલાઇથી જીતી શકાય છે. જીવનની ખાસ જરૂરીયાતો ઉપરજ લક્ષ આપવાથી લોભને માટે ભાગ્યેજ અવકાશ રહે છે. ખરે ! અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથે ખરૂંજ કહ્યું છે કે, "જગતમાં માણસને ઘણાજ ઓછા પદાર્થોની જરૂર છે અને તે પણ અલ્પ સમયને માટેજ."

વળી હિતોપદેશમાં કહ્યું છે કે, "સંતોષરૂપી અમૃતનું પાન કરીને તૃપ્ત થયેલા લોકોને જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ ચારે બાજુએ વલખાં મારતા ધનના લોભીને ક્યાંથી મળે?" ઉપલી બન્ને ઉક્તિ ધ્યાનમાં રાખી પાસે જે કાંઇ હોય તેનાથી સંતુષ્ટ રહી આમ તેમ ફાંફાં મારવાં છોડી દઇ, હાયવરાળ કરવી નહિ.





# પ્રકરણ ૮ મું.

## ભકિતના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો (ચાલુ).

### મોહ.

—*—




ર્વ દુર્ગુણોનું મૂળ મોહછે, અને મોહનું કારણ અજ્ઞાન, અયથાર્થ ભાવ, અથવા અયથાર્થ દર્શન છે. જે પદાર્થો ખરી રીતે આપણા પોતાના નથી તેમને આપણા પોતાના માનીએ છીએ. જે પદાર્થો અનિત્ય અને ક્ષણિક છે, તેમની પાછળ આપણે મિથ્યા વલખાં મારીએ છીએ; જાણે કે તેઓ બધા નિત્ય અને સુખદાયી હોય નહિ ? " શું આ દેહ મ્હારો છે ? જો એમજ હોય તો કેમ મ્હારાથી એક પણ ધોળા વાળને કાળો કરી શકાતો નથી. ? " " શું આ ઘર મ્હારૂં છે ? જો તે મ્હારૂં જ હોય તો, કેમ હું મ્હારી મરજીમાં આવે ત્યાં સુધી તેમાં રહી શકતો નથી ? મ્હારા ઘરના બારણા આગળ પડેલી ધૂળ પણ મ્હારી

નથી છતાં તે બધાંને હું " મ્હારૂં, " " મ્હારૂં " કહ્યા કરૂં છું. માતા, પિતા, પુત્ર તથા કલત્ર એમાંનું કોઇએ મ્હારૂં પોતાનું નથી, છતાં માત્ર મોહને લીધેજ તે બધાંને મ્હારાં પોતાનાં માની બેઠો છું."
**" આ મ્હારો પિતા, આ મ્હારી માતા, આ મ્હારી સ્ત્રી, આ મ્હારૂં ઘર એ પ્રમાણેની મમત્વની લાગણી જેને લીધે ઉત્પન્ન થાય છે તેનુંજ નામ મોહ. "**

જો આ મોહનું અસ્તિત્વજ ન હોત તો આ દુનિયાના નાશવંત પદાર્થોની કોઇ પણ દરકાર કરતજ નહિ; અને વિષય વાસના દૃષ્ટિને આંધળી બનાવી દેખતી આંખમાં ધૂળ નાંખી ખરાબમાં ખરાબ અને ગંદામાં ગંદા પદાર્થોને સુંદર તથા આકર્ષક ચિતરી શકતજ નહિ.

(૧) **જ્ઞાનથી સર્વ અજ્ઞાનનો નાશ થાય છે.** સૂર્યનો ઉદય થતાં અંધકાર આપોઆપ નાશી જાય છે. "હું કોણ છું ? **આ બધાં સગાં સંબંધીઓમાં મ્હારૂં પોતાનું કોણ છે? આ જગતમાં હું શાથી બંધાઇ રહ્યો છું ? મુક્તિ એ શું છે ? " આવા પ્રશ્નો પર ખૂબ વિચાર કરવો.** " હું આ દેહના કરતાં કાંઈ વિશેષ છું " એવા એવા વિચારો કરવાથી મોહને જીતી શકાશે. " હું આ દેહરૂપી પાંજરા કરતાં જૂદો છું કારણ કે આ શરીર અસ્થિર છે. " યોગવાશિષ્ઠમાં વશિષ્ઠરૂષિ શ્રી રામચંદ્રજીને કહે છે કે, " હું દુર્બળ છું, હું દુઃખી છું, હું બંધાયલો છું, મ્હારે હાથ પગ આદિ અવયવો છેઃ આવી જાતના વિચારો અને તેજ અનુસાર કરવામાં આવતું વર્તન મનુષ્યને બંધનકર્તા થાય છે; પણ મારે દુઃખ છેજ નહિ, મને દેહ પણ નથી, મને બંધન હોઇજ કેમ શકે ? આવી જાતના વિચારો અને તેને અનુ-

લક્ષીને થતું વર્તન મનુષ્યને મુક્તિ અપાવે છે." "હું માંસ કે હાડકાંનો સમૂહ નથી, હું આ દેહના કરતાં કાંઇ જૂદોજ છું; એવી જે માણુસની ખાત્રી થાય છે, તે અજ્ઞાનના અંધકારમાંથી ઉગરે છે; હે રાઘવ ! જે માણુસ અપ્રબુદ્ધ છે તે અનાત્માને આત્મા માની મોહ વશ થાય છે; પણુ જે જાગૃત છે તે તેમ કરતો નથી."

મોહમુદ્ગરમાં શ્રી રામચંદ્ર કહે છે, "કોણુ તારી સ્ત્રી છે અને કોણુ તારો પુત્ર છે? આ સંસાર અતિ વિચિત્ર છે, માટે તું કોનો છે ? ક્યાંથી આવ્યો છે ? તેનો વિચાર કર." **આવી જાતના વિચારો કરવાથી જ્ઞાન પ્રકટ થાય છે અને અજ્ઞાન નાશ પામીને તેને સ્થાને પરમ સુખનું ધામ ઇશ્વર પર શ્રદ્ધા જન્મે છે.** તે જ્ઞાન પ્રાપ્ત કરી શ્રદ્ધા મેળવવાનો માર્ગ વશિષ્ટ મુનિ નીચે પ્રમાણે બતાવે છે; "હે અનઘ ! હે રામ! જે જ્ઞાનને પ્રાપ્ત કર્યા પછી મનુષ્ય પાછો મોહ રૂપી કાદવમાં ગરક થતો નથી તે જ્ઞાનની સાત ભૂમિકાઓ છે તે તું શ્રવણુ કર.

"પ્રથમ ભૂમિકાનું નામ 'શુભેચ્છા,' બીજીનું નામ 'વિચારણા,' ત્રીજીનું નામ 'તનુમાનસા,' કે 'વૃત્તિ–નિરોધ,' ચોથીનું નામ 'સત્તાપત્તિ,' પાંચમીનું નામ 'અસંસક્તિ,' છઠ્ઠીનું નામ 'પદાર્થ ભાવિની,' સાતમીનું નામ 'તુર્યગા' છે.

"'હું શા માટે આમ મૂઢ થઇ બેઠો છું? ચાલ હવે જગતના મોહને છોડીને સત્સંગ અને સત્શાસ્ત્રોનું સેવન–અભ્યાસ કરૂં,' આવી રીતે જ્યારે માણુસને વિચાર આવવા માંડે, ત્યારે તે 'શુભેચ્છા' ની ભૂમિકાને પ્રાપ્ત થયો એમ જાણુવું.

"સંસારથી વિરક્ત બનીને સત્સમાગમથી તથા સજ્જન-મૈત્રીથી માણુસ જ્યારે ખરાબ માર્ગનો ત્યાગ કરીને સારૂં વર્તન

દાખવે ત્યારે તે 'વિચારણા' નામની બીજી ભૂમિકાને પામ્યો છે એમ જાણવું.

"'શુભેચ્છા' અને 'વિચારણા'ને પરિણામે ઉત્પન્ન થયેલી ઇન્દ્રિયજન્ય–શારીરિક–સુખોને માટે ઉદાસીનતા એ 'તનુમાનસા' નામની ત્રીજી ભૂમિકા છે.

"જ્યારે મન પહેલી ત્રણ ભૂમિકાના સેવનથી, કોઇ પણ ઐહિકભોગના પદાર્થમાં ન ઠરતાં, માત્ર પરમાત્મામાંજ વિરામ પામે ત્યારે તે 'સત્તાપતિ' થઇ એમ સમજવું.

"જ્યારે ઉપલી ચાર સ્થિતિના અનુભવથી મનને અદ્‌ભૂત શાંતિ પ્રાપ્ત થાય અને તેને પરિણામે આ સંસાર પ્રત્યે બીલકુલ અનાસક્તિ થાય, ત્યારે 'અસંસક્તિ' સ્થિતિ થઇ એમ કહેવાય.

"પહેલી પાંચ ભૂમિકાના અભ્યાસથી આભ્યંતર કે બાહ્ય કોઇ પણ પદાર્થ વિષે ચિંતા નહિ રહેવાથી, જ્યારે મનને સ્વયં–પોતાની અંદરજ–આનંદાનુભવ થાય અને તે પરબ્રહ્મનું જ્ઞાન મેળવવાને પરિશ્રમ કરે ત્યારે તે સ્થિતિને 'પદાર્થભાવિની' કહેવાય.

"આ છએ ભૂમિકાનો લાંબો અભ્યાસ થવાથી જ્યારે તમામ ભેદવૃત્તિઓ નાશ પામે અને પરબ્રહ્મમાં તદાકાર વૃત્તિ થઇ જાય, ત્યારે મનની 'તુર્યગાવસ્થા' પ્રાપ્ત થઇ છે એમ સમજવું.

"હે રામ ! જે મહાભાગો આ સાતમી કોટિને પ્રાપ્ત થયા છે તે આત્મારામ–પોતાના આત્મામાંજ આનંદ માનનારા–જીવન્મુક્ત મહાત્માઓ છે.

"મનુષ્યને માટે આના કરતાં વધારે ઉચ્ચ કોટિ બીજી તે કઇ હોઇ શકે ? જે માણસે મોહમાંથી ઉત્પન્ન થતી સઘળી કામનાઓને તિલાંજલિ આપેલી છે તેના આનંદનો પાર શો ?

" ઐહિક ભોગ માટેની ઇચ્છાઓનો નાશ થતાં સંસાર મોહ-રૂપી ધૂમસનું આવરણ નષ્ટ થાય છે; એટલે પછી જેમ શરદ્‌ઋતુના વાદળાંરહિત સ્વચ્છ આકાશમાં ચંદ્ર પ્રકાશે છે તેમ મોહરહિત હૃદયમાં તે અજર, અમર, અનાદિ, અનંત સચ્ચિદાનંદસ્વરૂપ પ્રકાશે છે. "

આ ઉપરથી કોઇએ એમ ના સમજવું કે, બધી દુનિયાની ફરજોનો ત્યાગ કર્યા પછીજ આ સ્થિતિને પહોંચાય છે. એમ કદી ધારવું નહિ કે, સાંસારિક કાર્યો કરવાની હવે શી જરૂર છે ?

ભગવાન શ્રી કૃષ્ણે આ સંબંધમાં અર્જુનને કહ્યું છે કે, "અજ્ઞાની મનુષ્યો જેમ કર્મના ફળમાં આસક્ત થઇને કરે છે તેમ જ્ઞાની જનોએ અનાસક્ત રહીને લોકકલ્યાણને અર્થે કર્મો કરવાં." ( ગીતા. અ. ૩ શ્લો. ૨૫ )

જ્યારે આપણને આ દુનિયામાં મોકલવામાંજ આવ્યા છે ત્યારે તો તેને માટે કર્મો કરવાં આવશ્યકજ છે. માત્ર એટલુંજ ધ્યાનમાં રાખવું કે વશિષ્ટ ૠષિએ શ્રી રામચંદ્રને જેવી રીતે કર્મો કરવાનાં કહ્યાં છે તેવી રીતે કરવાં. વશિષ્ટ ૠષિ કહે છે, " હે રામ ! અંતરથી સર્વ આશા અને આસક્તિનો ત્યાગ કરીને આ સંસારનાં બધાં કર્તવ્યો બ્હારથી આચરો. " હે રામચંદ્ર ! આ જગતમાં બ્હારથી ભલે તમે આવેગ બતાવો, પણ અંતરમાં કેવળ સમતા રાખો. બ્હારથી પોતે કર્તા બનો, પણ અંતરથી હમેશાં અકર્તા-બુદ્ધિ રાખીને આ સંસારમાં વિચરો. " વળી " હે રામચંદ્ર! જેમ આકાશ સર્વવ્યાપી હોવા છતાં કશાથી બાધિત થતું નથી તેવીજ રીતે સર્વ કાર્યો કરવા છતાં કાર્યનો કર્તા હું છું એવો અહંકાર

ધર્યા વગર જયાજય લાભ કે અલાભની દરકાર રાખ્યા વગર સમ ભાવથી જગતના વ્યાપારમાં જોડાવું."

હિતોપદેશમાં પણ કહ્યું છે કે, "'આ મ્હારો મિત્ર છે અને અમુક નથી' એવી વૃત્તિ ક્ષુદ્ર મનવાળાજ રાખે છે. એતો ટુંકી બુદ્ધિનું પરિણામ છે. ઉદાર વૃત્તિવાળાઓને તો સમસ્ત વિશ્વ એજ પોતાનું કુટુંબ છે."

આહા! કેવો સરસ ઉપદેશ! જે કાંઇ કાર્યો કરવાં પડે તે કેવળ ઇશ્વર આજ્ઞાનું પાલન કરવા માટેજ જાતે કર્તાબુદ્ધિ રાખ્યા શિવાય કરવાં! જગતની દૃષ્ટિએ જે મનુષ્ય આપણો દુશ્મન હોય તેને પણ આપણો મિત્ર ગણવો. આપણે તેની સામે થવાનું છે તે માત્ર સત્યપ્રતિષ્ઠા ખાતર અને તેના દુર્ગુણો તથા અનીતિ દૂર કરવા માટેજ. અધર્મ અને અનીતિ એજ આપણા શત્રુઓ છે, નહિ કે કોઇ અમુક એક માણસ!

(૨) **પ્રાણી માત્ર પર સરખો પ્રેમ રાખવો કારણ કે મનના સાંકડાપણાને લીધે મોહની વૃદ્ધિ થાય છે.** આપણે જ્યાં સુધી સર્વેને સમાન દ્રષ્ટિએ જોતાં શીખતા નથી, ત્યાં સુધી આપણે અમુક એક પુરૂષ કે સ્ત્રીના મોહપાશમાં બંધાયલા રહીએ છીએ. આપણા પ્રેમનો પરીઘ વિસ્તારવાથી મોહ આપોઆપ દૂર થઇ જશે. જે હૃદયમાં પ્રેમ એકજ પદાર્થ ઉપર સ્થિર રહેવાને બદલે ઘણા પદાર્થોપર એકી વખતે વિસ્તરે છે ત્યાં પછી મોહનો અવ-કાશ રહેતોજ નથી.

માતાના શુદ્ધ અને નિઃસ્વાર્થ પ્રેમમાં પણ મોહ શુદ્ધ અને નિઃસ્વાર્થ રહેલો હોય છે. એવી કેટલી માતાઓ છે કે જેઓ પોતાના પાડો-શીઓનાં છોકરાંઓને પણ પોતાનાંજ છોકરાં બરોબર ગણુતી હોય?

જે માતા ન્યાત, જાત કે ધર્મનો ભેદ ગણ્યા વગર ગમે તે બાળકને પોતાના હાથમાં લઇ રમાડે છે, અને પોતાનાંજ બચ્ચાં માફક ગણે છે તેજ માતા ખરેખર મોહમાંથી મુક્ત કહેવાય!

કૌટુમ્બિક સંબંધ તો શું પણ ઘણીવાર મૈત્રી પણ મોહને ઉપજાવે છે. આપણે કોઇ માણસને ચ્હાતા હોઇએ અને તેની ગેરહાજરીથી આપણને અત્યંત બેચેની લાગે, મનની શાંતિ જતી રહે, અને આપણાં નિત્યનાં કાર્યો પણ બરાબર થઇ શકે નહિ, ત્યારે સમજવું કે આપણે મોહને વશ થયા છીએ. તેનો પ્રતિકાર સર્વત્ર સમભાવની લાગણી વધારવાથીજ થાય છે.

જેમ જેમ આપણે શુદ્ધ પ્રેમનું વધારે ને વધારે સેવન કરીએ છીએ, તેમ તેમ હૃદય વધારે મૃદુ થતું જાય છે. પ્રેમની દૃષ્ટિએ કુરૂપમાં કુરૂપ વસ્તુ પણ સુંદર દેખાય છે. એક ક્ષુદ્ર વૃક્ષ જેવા પદાર્થને પણ પ્રભુનો પ્રેમી આપણા કરતાં કરતાં કોઇ જૂદીજ દૃષ્ટિએ અવલોકે છે. જેવી સુંદરતા આપણને સૌથી વધારેમાં વધારે આકર્ષક વસ્તુમાં પણ દેખાતી નથી તેવી સુંદરતા તે મનુષ્ય સામાન્યમાં સામાન્ય વસ્તુઓમાં જોઇ શકે છે. જેમ જેમ આપણો સમભાવ વૃદ્ધિને પામે છે, તેમ તેમ આવી આકર્ષકતા પણ વધે છે. આપણી બીજાને ચહાવાની આતુરતા વૃદ્ધિ પામતાં, આપણે માટે બીજાઓની આતુરતા પણ તેટલીજ વધે છે. આપણી આસપાસ એક પ્રેમમય જગત રચાય છે. ભ્રમર જેમ સર્વ વસ્તુઓમાં મધુને ખોળે છે, તેમ આપણે પણ મનુષ્ય માત્રમાં પ્રેમનેજ ખોળતા જઇએ છીએ. મનુષ્યની ઉત્પત્તિનો હેતુજ પ્રેમના પરિણામરૂપ આનંદ છે, અને જેમ આ જગતમાં મધવાળા પુષ્પોની ખોટ નથી તેમ જો તમને શોધતાં આવડે તો આ જગતમાં પરમકૃપાળુ પ્રભુએ પ્રેમી

હૃદયની પણ ખોટ રાખી નથી. તે પ્રેમરૂપી મધ પાપીમાં પાપી મનુષ્યમાં પણ રહેલું છે, અને તે તપાસ કરવાથી જરૂર મળી આવે છે.

**સર્વ પ્રકારના મોહને માટે વિશ્વ વ્યાપી પ્રેમ એ એક સચોટ ઉપાયછે.** ધાર્મિક મોહને પરિણામે ધર્માંધતા આવે છે, પણ જેમ જેમ નિષ્પક્ષપાત અને સર્વમય પ્રેમમાં આપણે આગળ વધતા જઇએ છીએ, તેમ તેમ આપણા પંથો તથા વિવિધ મતોના ઝઘડા દૂર થાય છે, અને આપણે અન્ય ધર્મનો વિરોધ વિસરીયે છીએ. આ પ્રમાણે જયારે આપણું હૃદય સંપૂર્ણ વિશાળતાને પ્રાપ્ત કરે છે ત્યારે આપણે સર્વ ધર્મના લોકોને સમભાવથી વધાવી લેવાને ઉલ્લાસથી તત્પર થઇએ છીએ.

મહાન્ શાકયસિંહ ગૌતમબુદ્ધનું ચરિત્ર તપાસો. તેમનું ઉદાર હૃદય આ અમૃતમય પ્રભુપ્રેમથી છલકાઇ ગયું હતું અને તેથીજ કેવલ નિઃસ્વાર્થતાથી તેમણે પોતાની વહાલામાં વહાલી રાણીનો પણ ત્યાગ કર્યો હતો. ગૌતમબુદ્ધ વિશ્વમય પ્રેમમાં અત્યંત ઓતપ્રોત થઇ ગયા હતા, અને તે વિશાળ પ્રેમને લીધેજ આ જગતના ક્ષુદ્ર પ્રેમને તે લાત મારી શકયા હતા. તેમણે ગૃહ ત્યાગ કર્યા પહેલાં આગલી રાત્રે તેમની ધર્મપત્ની પ્રત્યે કેટલાંક વિશ્વપ્રેમથી ઉભરાઇ જતાં વાક્યો કહેલાં તેનું ધ્યાનથી શ્રવણ કરો. તે પોતાની પ્રિયા યશોધરાને ઉદ્દેશીને કહે છે, " હું તને અત્યંત ચાહું છું, કારણ કે હું સમસ્ત પ્રાણી માત્રને પણ અત્યંત ચાહું છું. " જે પ્રેમ વિશ્વવ્યાપી થતો નથી તે ખરો પ્રેમજ નથી, માત્ર મોહ છે. મોહથી માણસ અમુક મર્યાદા બાંધી તે વાડામાં બંધાઇ બેસે છે; પ્રેમથી માણસ વિશ્વના તરફ વૃદ્ધિ પામતો ધસે છે. મોહ માણસને

મર્યાદિત બનાવી, હૃદયને સંકુચિત કરી બંધનમાં રાખે છે; જ્યારે પ્રેમ માણુસનાં હૃદયને વિશાળ બનાવી સર્વમયતા તરફ દોરે છે. મહાત્મા ગૌતમબુદ્ધ પોતાની ઉંઘતી પ્રિયાને સંબોધન કરે છે તે પરથી વિશ્વમય પ્રેમ શું કરી શકે છે તેનો કાંઇક ખ્યાલ વાચકને આવશે. “હે નિદ્રાવશ પ્રિયે! મારે જવાનો સમય થઇ ગયો છે. તારો જ પ્રેમ મને કોઇ એવા કાર્ય તરફ પ્રેરે છે કે જેથી જગતનો ઉદ્ધાર થાય છે, પણ આપણી વચ્ચે વિયોગ પડાવે છે.” અહા! પત્ની તરફનો શુદ્ધ પ્રેમ જ તેને પોતાની પ્રિયાનો ત્યાગ કરાવી, જગતના ઉદ્ધારના કાર્ય તરફ પ્રેરે છે! પાપમાં ડૂબેલી દુનિયાના ઉદ્ધાર માટે સત્ય પ્રેમથી કરવાનાં કાર્યોમાં જો તેનો દંપતી પ્રેમ વચમાં આડો આવત તો તે પ્રેમ નહિ, પણ મોહજ કહેવાત! ફરજ અદા કરવાને સમયે માણુસ જે લાગણીને લીધે પોતાની પ્રિય વસ્તુને વળગી રહે છે તે પ્રેમ નથી પણ મોહ છે. છંદક, એ શાક્યસિંહને યાદ આપીને પૂછે છે કે, “તારા ગૃહ ત્યાગથી તારા પિતાને અને કુટુંબીઓને કેટલું દુઃખ થશે? અને તેમ હોય તો જે પ્રેમનાં બણુગાં તું ફૂંકે છે તે તારો તેમની પ્રત્યેનો પ્રેમ ક્યાં જતો રહ્યો છે?” સિદ્ધાર્થ તેનો ઉત્તર આપતાં કહે છે કે, “હે મિત્ર! તે પ્રેમ અસત્ય છે, કારણુ કે તે તો કેવળ સ્વાર્થમય મઝાને માટે જ પ્રેમપાત્રને વળગી રહે છે. પણ હું તો પ્રાણી માત્રને મારા પોતાના સુખનાં કરતાં, અરે! મારા કુટુંબીઓનાં સુખનાં કરતાં પણ વિશેષ ચાહું છું; અને જો પ્રેમની પરાકાષ્ઠાથી સાધ્ય હોય તો એમને અને જગત સમસ્તને મળવવાને માટે જાઉં છું.” એમ કહી તે શાક્યસિંહ એક ખરેખરા સિંહની પેઠે ક્ષુદ્ર મોહને પોતાના પગ તળે રગદોળી વિશ્વવ્યાપી પ્રેમથી જગતનો ઉદ્ધાર કરવા માટે કુટુંબ છોડી ચાલી નીકળ્યો!



## પ્રકરણ ૯ મું.

### ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. ( ચાલુ ).

#### મદ.




આત્મનિરીક્ષણ કરવાથી મદ કે મિથ્યાભિમાન કદી ટકી શકશે નહિ. આપણું જ્ઞાન અને શક્તિઓ કેટલાં મર્યાદિત છે તેનો વિચાર કરો. જેને પોતાની વિદ્યાનો ગર્વ હોય તેને હું પૂછું છું, "તું તારી પોતાની જાતને વિષે શું જાણે છે? તું તારા આ અવયવો શું છે તે જાણે છે? આપણે આપણા હાથ વડે જ પકડી શકીએ છીએ, આંખો વડેજ જોઇ શકીએ છીએ અને મનવડેજ વિચાર કરી શકીએ છીએ, તેનું કારણ શું? જો આ પ્રશ્નોના ઉત્તર અપાય નહિ તો પછી તારી વિદ્યાનો ગર્વ શા માટે કરે છે? કદાચ તું એમ મનમાં માનતો હઇશ કે, "અમુક વિષયમાં તો હું એકકો છું" તો હું તને પૂછું છું કે, "તારા સ્વપ્રયત્નથી તેં તે વિષયમાં શું કર્યું છે?" આ

પ્રશ્નો ઉપર વિચાર કર અને પછી મને કહે કે ગર્વ કરવા જેવું તારી પાસે કાંઇ પણ રહે છે ?

અરે પંડિત ! તને તારા જ્ઞાનનું અભિમાન છે નહિ વારૂ ? હું તને એકજ સવાલ પૂછીશ, "તું તારી જાતને જાણે છે? આત્મા એ શું છે તે તું જાણે છે ? અરે ! અંદરના ચૈતન્યની વાત તો બાજુ પર રહી પણ આ લોહીનું એક બિંદુ શી ચીજ છે તે તો મને કહે !" અહો ! વિજ્ઞાનના જ્ઞાનનો ફાંકો રાખનાર વિજ્ઞાનશાસ્ત્રી ! કહે તો ખરો કે, "આ રેતીનો કણ કયાંથી આવેલો છે ? અને તે શાનો બનેલો છે ? વળી લોહચુંબક લોઢાને આકર્ષે છે તેનું કારણ તું કહી શકે છે ?" આપણી આસપાસ આવી રહેલી આ પ્રકૃતિના એક ધૂળનાં કે પાણીનાં કણનાં રહસ્યનું પણ આપણને જ્ઞાન નથી.

જે લોકોને પોતાના અધિકારનું ગુમાન છે તેમનો ખરેખરી રીતે કેટલો અધિકાર છે ? કોઇ વકતા કહેશે કે, "મારી વકતૃત્વશક્તિથી હું આખી દુનિયાને મુગ્ધ કરી શકુ છું." હે મિત્ર ! શું એ શક્તિનો કર્તા તું જાતે છે ? અથવા તારો કાબુ શું એ શકિત પર હમેશાં રહે છે જ ? એક દિવસ તારી વકતૃત્વશકિતથી હજારોનાં મન રંજન થયાં હતાં; બીજેજ દિવસે તેટલો પ્રયત્ન કરવા છતાં, કાંઇ પણ અસર કોઇના પર પણ થઇ નહિ તેનું કેમ ?

એજ પ્રમાણે કવિઓ, ગણિતશાસ્ત્રીઓ અને યોદ્ધાઓ વિશે સમજવું. ઉત્તમમાં ઉત્તમ કવિઓ પણ કેટલીકવાર ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં, તદ્દન નીરસ અને હલકી કોટિની કવિતા કરતા માલૂમ પડે છે. મ્હોટામાં મ્હોટા ગણિત શાસ્ત્રીઓને પણ તેમના પોતાના ન્હાનામાં ન્હાના શિષ્યોથી મ્હાત થતા આપણે કેટલી બધી વાર જોઇએ છીએ ? એક શૂરવીર સેનાપતિ જેણે ગઇ કાલે

તો પોતાના લશ્કરથી ડોઢા બમણા દુશ્મનદળ ઉપર વિજય મેળવી વાહ વાહ કહેવડાવી હોય છે, તેજ સેનાપતિ બીજે દિવસે એકાદ ન્હાના શત્રુના દળથી કચડાઇ જતો જણાય છે !

આ પ્રમાણે આપણી પોતાની શકિતઓ ઉપરજ જ્યારે આપણો કાબુ નથી, તો પછી તેમાં ગર્વ કરવાનું ક્યાં રહ્યું? આપણા પોતાના શરીરનો જ દાખલો લ્યો અને જુવો કે, આપણે તેના પર કેટલો કાબુ રાખી શકીએ છીએ ? એકાદ પાસે પડેલી વસ્તુ લેવાને આપણે હાથ લંબાવીએ છીએ, અને એટલામાંજ લકવો થતાં હાથ ત્યાંનો ત્યાં થંભી રહે છે, અને વાળી શકાતો જ નથી. આપણે વાતો કરતા હોઇએ છીએ, અને એક ક્ષણમાં વાચા બંધ થઇ જાય છે અને આપણાથી બોલી શકાતું નથી.

મનુષ્યનું બલ ઘણું ક્ષુદ્ર છે અને તે બલ પણ જલદીથી હારી જાય છે. માણસ ધારે છે કાંઇ અને થાય છે કાંઇ. જે શકિતઓનું માણસ અભિમાન રાખે છે તે શકિતઓ પણ કેવી ક્ષણભંગુર છે? અનેક આશાઓ અણધાર્યા બનાવોને લીધે ધુળમાં મળી જાય છે.

**હમેશાં યાદ રાખો કે આપણામાં રહેલી ન્હાનામાં ન્હાની શકિત પણ ઇશ્વરની બક્ષીસ છે.** આ સિદ્ધાંત ઉપર કેનોપનિષદમાં એક સુંદર વાત આપેલી છે. એક સમયે દેવ દાનવ વચ્ચે દારૂણ યુદ્ધ થયું. તેમાં પ્રભુ કૃપાએ દેવતાઓ વિજય પામ્યા. આ ઉપરથી દેવતાઓ એમ માનવા લાગ્યા કે અમે અમારી પોતાની શક્તિથી જીત્યા છીએ. ઇશ્વર ઇચ્છાથી અને પ્રભુ કૃપાથી તેમને વિજય મળ્યો તે વિસારીને તેઓ મનમાં ફૂલાવા લાગ્યા. અંતરયામી પ્રભુને આ વાતની તરતજ ખબર પડી એટલે તેમણે દેવતાઓની બુદ્ધિ ઠેકાણે લાવવા માટે એક વિચિત્ર રૂપ ધારણ કર્યું. દેવતાઓ તેનું

આવું વિચિત્ર રૂપ જોઇને આશ્ચર્ય પામવા લાગ્યા, કારણકે તેઓ પ્રભુને ઓળખી શકયા નહિ. તેમણે અગ્નિને તે વિચિત્ર પ્રાણીની તપાસ કરવા મોકલ્યો. અગ્નિ પ્રભુની સમીપ ગયો એટલે ઇશ્વરે પૂછ્યું, "ભાઇ? તું કોણ છે?" અગ્નિએ જવાબ આપ્યો, "હું અગ્નિ છું". "તારામાં શી શક્તિ છે?" ઇશ્વરે પૂછ્યું. "હું દુનિયાની બધી વસ્તુઓને બાળી ભસ્મ કરી શકું છું," અગ્નિએ ઉત્તર આપ્યો. ઇશ્વરે તેને એક તણખલું આપી તે બાળવા કહ્યું. અગ્નિ તેના સઘળા બળથી તેને બાળવા મથ્યો પણ છેવટે તણખલું બળ્યું નહિ. અગ્નિ પરાજિત થઇને દેવતાઓ પાસે પાછો ગયો અને કહ્યું, "મિત્રો! તે પ્રાણી કોણ છે તે હું કહી શકતો નથી." પછી દેવતાઓએ વાયુને બની શકે તો તે પ્રાણીની તપાસ કાઢવા મોકલ્યો. ઇશ્વરે તે પાસે આવતાં તેને પૂછ્યું, "ભાઇ! તું કોણ છે?" વાયુએ કહ્યું, "હું મરૂત્ છું". ઇશ્વરે તેને પૂછ્યું, "તારામાં શી શક્તિ છે તે તું મને કહીશ?" વાયુએ ઉત્તર આપ્યો, "આ દુનિયામાં જે જે ચર અને અચર પદાર્થો છે, તેને હું ઘસડી જઇ શકું છું." ઇશ્વરે કહ્યું, "આ એક તણખલું છે તેને ઘસડી જા જોઉં?" વાયુએ પોતાનું સઘળું બળ અજમાવ્યું પણ સઘળું વ્યર્થ! તે પણ માનભંગ થઇ દેવતાઓ તરફ પાછો ફર્યો. છેવટે દેવતાઓનો રાજા ઇન્દ્ર પંડે આવ્યો, એટલે પ્રભુ અંતરધ્યાન થઇ ગયા. ઇન્દ્રે ઉપર નજર કરી તો તેની દૃષ્ટિએ એક અલંકાર-મંડિત દેવી ઉમા દેખાયાં. ઇન્દ્રે આશ્ચર્યથી તેના તરફ જોયા કર્યું અને પેલી અદૃષ્ય થયેલી વિચિત્ર મૂર્તિ વિશે પૂછ્યું, ત્યારે ઉમાએ કહ્યું કે, "એતો સાક્ષાત્ ભગવાન હતા. તમને જય મળ્યો એટલે તમે તમારી પોતાની શક્તિથી જય મેળવ્યો છે એમ ધારી ફૂલાવા

લાગ્યા, ત્યારે ભગવાને તમારો મદ ઉતારવાને વિચિત્ર રૂપ ધારણ કર્યું, અને તમને બતાવી આપ્યું કે તેની કૃપા અને સહાય વિના તમે કેવા બલહીન છો.”

આપણામાં રહેલા ચૈતન્યની મદદ વગર જ્યારે હાથ હાલી શકતા નથી, નેત્રો જોઇ શકતાં નથી, કાન સાંભળી શકતા નથી, જીભ સ્વાદ લઇ શકતી નથી, અને બુદ્ધિ કામ કરી શકતી નથી, તો પછી આપણામાં એવું તે શું છે જેનો આપણને ગર્વ થાય? આ સર્વ શક્તિઓ જેને અવલંબીને રહેલી છે તેને માટે કેનોપનિષદ્‌માં કહ્યું છે કે, “તે (પ્રભુ) આપણાં કર્ણોનો પણ કર્ણ છે, મનનું મન પણ તેજ છે; આપણી વાણીની વાણી, અને આપણા આત્માનો આત્મા પણ તેજ છે. આપણાં નેત્રોનું પણ તે નેત્ર છે”. વળી તૈત્તિરીયોપનિષદ્‌માં લખે છે, “આ વિશ્વના જેટલું વિશાળ સ્વરૂપવાળા, સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્માની જો સહાય હોત નહિ તો કોણ હાલી ચાલી શકત, અને કોણ જીવન ધારણ કરી શકત?”

આપણે તો માત્ર ઉછીની વસ્તુઓ પર વેપાર ચલાવીએ છીએ અને જો આપણો શાહુકાર તે વસ્તુઓ પાછી લઇ લે તો પછી આપણે કેવા કંગાલ ભિક્ષુક બની જઇએ? અરે! ઇશ્વરને તે વસ્તુઓ પાછી આપવાની વાત તો એક કોરાણે રહી, પણ તેની પાસેથી જે કાંઇ મળેલું છે તેનો ચોખ્ખે ચોખ્ખો હિસાબ પણ આપણાથી તેની સમક્ષ રજુ કરી શકાશે ખરો કે? ખચીત આપણા હિસાબમાં ઘણા ઘોટાળા નીકળશે. એવો કોઇ મનુષ્ય છે કે જે છાતી ઠોકીને કહે કે, “પ્રભુ આગળ હું ચોખ્ખે ચોખ્ખો હિસાબ આપી શકીશ!” કબીર મહાત્માએ પણ કહ્યું છે કે, “આ જગત રૂપી

ઘંટી જોઇને કબીરની આંખમાં આંસુ આવે છે. તેના બે પડ વચ્ચેથી કોઇ પણ સહીસલામત બચી જવા પામતો નથી."

વળી અમુક માણસથી આપણે ચઢીઆતા છીએ એવો ફાંકો કેવી રીતે રાખી શકાય? શું આપણામાં કોઇ એક માણસનો મનોવ્યાપાર, અરે! આપણા પોતાનાજ અંતરને જાણવાની શક્તિ છે ખરી કે? જો આપણામાં તે શક્તિ ન હોય તો પછી અહંકારને માટે અવકાશજ ક્યાં રહે છે? આત્મનિરીક્ષણની ખામીને લીધે, આપણાં પોતાનાં પાપો અને દોષો આપણે જોઇ શકતા નથી. ગમે તે ક્ષણે આપણાં અંતરમાં તપાસ કરીશું તો માલૂમ પડશે કે અસંખ્ય ન્હાના મ્હોટા પાપજંતુઓ આપણા અંતરાત્માને ફોલી ખાય છે. એક ક્ષણભર વિચાર કરવાથી ખાત્રી થશે કે જે બાબતોનો આપણે અહંકાર કરીએ છીએ, તેમાંની ઘણી ખરી તો આપણને અત્યંત શરમ લગાડનારી છે.

એક મુસલમાન ફકીરને તેની ધાર્મિકતાનું બહુ અભિમાન હતું. તે રોજ એવી કલ્પના કરતો કે એક ઉંટ હમેશાં રાત્રે આવીને તેને સ્વર્ગમાં લઇ જાય છે. આવી રીતે રોજ રાત્રે તે સ્વર્ગનું કલ્પિત સુખ ભોગવતો, પણ જાગી ઉઠતાં તો પોતાને પાછો પોતાની કંગાલ ઝૂંપડીમાં પડેલો જોતો. જવાનિદ કરીને એક બીજો ફકીર તેને મળવાને એક દિવસ આવ્યો, અને તેની ખબર અંતર પૂછી; ત્યારે તેણે પોતે રોજ સ્વર્ગની મઝા માણતો હતો તેનું વર્ણન ઘણાજ ઉમળકાથી કરી બતાવ્યું. તે સાંભળી જવાનિદે તેને કુરાનની કલમાં શીખવી અને કહ્યું કે, "જ્યારે તમે ફરીને સ્વર્ગમાં જાઓ, ત્યારે આ કલમાં ત્રણવાર પઢજો". બીજે દિવસે તે ફકીર ત્રણવાર કલમાં પઢયો એટલામાં તો તેની પાસેના બધા દેવદૂતો ભયભીત થઇ

નાશી ગયા, અને માત્ર એકલોજ તે રહી ગયો. તેણે આસપાસ નજર ફેરવી તો ચોગરદમ મરેલાં માણસોનાં હાડકાંના ઢગલા શિવાય બીજું કાંઇ પણ તેને જણાયું નહિ.

આપણામાંના ઘણાખરા આવું કલ્પનાનુંજ સુખ ભોગવે છે. પણ અંતરમાં જરા ઉંડા ઉતરી નજર કરો કે આ બાહ્ય સૌંદર્ય, ભપકો અને દબદબો તથા માન કીર્તિનાં આચ્છાદન તળે શું જણાય છે? મુવેલાં મનુષ્યોનાં હાડકાં શિવાય બીજું કાંઇજ નહિ! અરે મ્હોટા ધર્મ ગુરૂ! તું તારાં જ્ઞાન અને ભક્તિનો આટલો બધો ફાંકો રાખે છે, અને શિષ્ય વર્ગથી ઇશ્વર પેઠે પૂજાય છે, પણ જરા અંતઃકરણમાં જો કે તે કેવું પોકળ છે? તારો ઉપદેશ અને બોધ કેવા દંભવાળા અને ઠઠ્ઠા રૂપ છે! અરે ઓ! વરિષ્ઠ ન્યાયાધીશ! તને ભાગ્યવશાત્ પ્રાપ્ત થયેલી તારી પદવીનું અભિમાન છે; પણ જરા જોતો ખરો કે જેઓનો તું તારાથી હલકા દરજ્જાના ગણી તિરસ્કાર કરે છે, તેઓ કેટલીક બાબતમાં તારા કરતાં કેટલા બધા ચઢીઆતા છે? તું દરરોજ આટલા બધા લોકોની ફરીયાદોની તપાસ કરી ફેંસલા આપે છે, પણ જરા એકાંતમાં જઇ પ્રભુના નામોચ્ચાર સાથે તારી જાતનું નિરીક્ષણ કરીનો જો, કે તારા પોતાનામાં કેટલું જ્ઞાન, સમજશક્તિ ને પ્રમાણિકપણું છે? જે જ્ઞાન, ડહાપણ અને ન્યાયના ફાંકા સાથે તું બીજાના કેસો ચુકવે છે, તેજ ફાંકા સાથે તું તારા લાભમાં ચુકાદો આપી શકે તેમ છે? અને જે જ્ઞાન, ડહાપણ અને પ્રમાણિકપણું તું તારા પોતાનામાં માને છે તે શું વાસ્તવિક રીતે તારાં છે? આવી રીતે આત્મનિરીક્ષણ કરીશ તો જરૂર તું પણ એમ કહીશ કે, 'અહો! હું શેનું અભિમાન કરતો હતો? હુંતો માત્ર રાખોડીનો ઢગલો છું અને તેની

આસપાસ સફેદ આરસ જેવી હાડકાંની ભીંત છે; બસ! શુષ્ક હાડકાંજ છે, બીજું કાંઇજ નથી!'

**આત્મનિરીક્ષણ વડે સઘળા દુર્ગુણો નજર આગળ નિત્ય રાખવા, એટલે મિથ્યાભિમાનનો નાશ થશે.** આપણા દોષોને દૂર રાખી માત્ર આપણા ગુણોનુંજ અવલોકન કરવાથી આપણને અભિમાન થાય છે; માટે આપણામાં જેટલા દોષો હોય તેમને આત્મનિરીક્ષણથી શોધી કાઢો, ને તેમાંના મુખ્ય મુખ્યની નોંધ રાખો. જે માણસ પોતાના એકાદ દોષથી પણ વાકેફ હોય છે તેને મિથ્યાભિમાન થતું નથી, અને તે હમેશાં નમ્ર સ્વભાવનો રહે છે. બોઆઝીદ નામના મહાન્ ફકીરની પેઠે તે પણ કહેતાં શીખશે કે, "એક રેતીનાં કણને પૂછતાં તે પણ કહેશે કે બોઆઝીદ મારાથી કોઇ પણ રીતે ચઢીઆતો નથી."

એક સમયે કોઇ એક યતિ એક રાજમાર્ગ પર ચાલ્યો જતો હતો, એવામાં રસ્તા પરના ઘરની બારીએથી તેના માથા ઉપર કોયલા તથા રાખોડી પડયાં. તેના સોબતીઓ આ બનાવ જોઇ ઘણા ગુસ્સે થયા, અને બારીએથી કોયલા નાંખનાર માણસને મારવા જતા હતા; પરંતુ તે યતિએ તેમને અટકાવીને કહ્યું કે, "અરે! તમે આ શું કરો છો? જે માણસના ઉપર બળતા અંગારા પડવા જોઇએ તેના ઉપર માત્ર ઠંડી રાખોડીજ પડી છે, તો તે માણસ કેવો ભાગ્યશાળી?" આત્મનિરીક્ષણથી આ મહાત્માના જેવાજ નમ્ર સ્વભાવના થવાશે. પોતાનામાં રહેલા દોષોની એક યાદી બનાવો ને તે સ્મરણમાં રાખો, એટલે મિથ્યાભિમાનને અવકાશજ રહેશે નહિ.

**( ૨ ) મદમાંથી ઉપજતાં દુષ્પરિણામોના વિચારથી**

**પણ મદ થતો અટકશે.** મદમાંથી ઉત્પન્ન થતા અઢાર દોષો મહાભારતમાં સનત્સુજાત નીચે પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહે છે, "મનુષ્યના ઉપર તિરસ્કાર, તેમને પીડવાની વૃત્તિ, દોષૈકદષ્ટિ, અસત્યવચન, કામ, ક્રોધ, પરતંત્રતા, ચાડીયાપણું, કુટિલતા, દ્રવ્યહાનિ, કજીયાખોરપણું, અદેખાઇ, જુલમ, કીનાખોર સ્વભાવ, પ્રપંચ, કટુ ભાષણ, બુદ્ધિનાશ અને ઉદ્વેગ."

ડાહ્યા માણસો કદી અહંકાર કરતા નથી, કારણ કે આ અઢારે દોષોના પંઝામાં સપડાતાં માણસમાં મનુષ્યત્વ રહે ખરૂં કે? આવા મિથ્યાભિમાની માણસના કરતાં બીજું કોઇપણ વધારે દયાપાત્ર હશે ખરૂં? અલબત એકપણ નહિ; કારણ કે તે જ્યારે એમ માને છે કે, "હું ઉંચે ચઢું છું" ત્યારે તે નીચેજ પડતો હોય છે.

વહેલી કે મોડી મદથી અવનતિ જરૂર થાય છે અને મિથ્યાભિમાન ભંગ થયા વગર રહેતું નથી. જીસસ ક્રાઇસ્ટે કહ્યું છે કે, "જે લોકો નમ્રતાવાળા છે, તેઓ ખરા સુખી છે; કારણ કે પ્રભુના દરબારમાં નમ્ર માણસો શિવાય બીજા કોઇને પેસવાનો અધિકાર નથી." એક બંગાળી કાવ્યમાં કહ્યું છે કે, "જેઓ અહંકાર દોષથી દૂષિત હોય છે તેઓ મને—પ્રભુને—કદી જોઇ શકતા નથી, અને નમ્ર મનુષ્યોનો હું એલ્ચી છું એ તો સર્વ વિદિત સત્ય છે."

એક મુસલમાન ભક્ત કહેતો કે, "જ્યારે પ્રભુ મારા હૃદયમાં આવે છે, ત્યારે મારો 'અહં' બ્હાર જાય છે, અને જ્યારે 'અહં' જાગૃત હોય છે ત્યારે ઇશ્વર બ્હાર રહે છે. આ પ્રમાણે છેલ્લાં બત્રીશ વર્ષથી ચાલે છે. જેમ જેમ હું પ્રભુને વધારે પોકારીને બોલાવું છું તેમ તેમ તે મને જોરથી જવાબ આપે છે કે, 'આપણે બે માટે જગ્યા નથી; આપણા બેમાંથી એક તો બ્હાર નીકળવુંજ પડશે:

કાં તો હું નહિ કે તું નહિ!"

**જ્યાં સુધી અહંભાવનો નાશ થયો નથી ત્યાં સુધી સ્વર્ગનાં દ્વાર બંધજ સમજવાં.** સ્વર્ગારોહણ કરતા પાંડવોનું દૃષ્ટાંત આ વાતની સાક્ષી પૂરે છે. પાંચ પાંડવો સ્વર્ગ તરફ ચાલ્યા જતા હતા એવામાં સહદેવ ઓચિંતો સરી પડ્યો; ત્યારે ભીમસેને યુધિષ્ઠિરને તેમ થવાનું કારણ પૂછ્યું. યુધિષ્ઠિરે કહ્યું, "આ સહદેવ એમ ધારતો હતો કે મારા જેવો કોઇ ડાહ્યો નથી; અને તેથી તેનું પતન થયું." સહદેવને મૂકીને ચારે ભાઇઓ આગળ ચાલ્યા એવામાં નકુલ પડ્યો એટલે પાછું ભીમે તેનું કારણ ધર્મ રાજાને પૂછ્યું, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, "એને એવો અહંકાર હતો કે મારા જેવો સ્વરૂપવાન કોઇજ નથી. ચાલો, આપણે આગળ ચાલવા માંડીએ." ત્યાર પછી અર્જુન પડે છે તેનું કારણ યુધિષ્ઠિર કહે છે, "હું મારા સર્વ શત્રુઓનો એક દિવસમાં સંહાર કરીશ, આ પ્રમાણે અર્જુનને પોતાના પરાક્રમનું અભિમાન હતું, પણ તે પ્રમાણે પોતે કરી શક્યો નહોતો. એ બાણાવળીઓમાં શ્રેષ્ઠ હતો તેથી બીજા બાણાવળીઓની અવગણના કરતો, તેથી તેનું પતન થયું છે. જે મનુષ્યો પોતાનું શ્રેય ચ્હાતા હોય તેમણે કદી અહંકાર કરવોજ નહિ." થોડો વખત આગળ ચાલ્યા પછી ભીમ પોતે પડ્યો, અને પોતે પડવાનું કારણ યુધિષ્ઠિરને પૂછતાં તેમણે કહ્યું કે, "તું બહુજ ખાતો હતો, અને તારા બલનો તને ઘણો ગર્વ હતો અને બીજાના બલની તું પરવા કરતો નહિ, તેથી તું પડ્યો છે."

**અહંકારથી માણસનું પતન થાય એ કેવળ સ્વાભાવિક છે, કારણકે અહંકારથી સર્વ કલ્યાણકર ગુણોનો નાશ થાય છે.**

**(૩) ઘણીવાર આપણે જેમનો દોષ કહાડીએ છીએ**

તેમનામાંજ આપણામાં મુદ્દલજ ન હોય એવા કેટલાક ગુણો મળી આવે છે, જે જોઈ આપણો ગર્વ અને બડાશ કયાંના કયાં દૂર જતાં રહે છે, અને આપણને શરમથી નીચું ઘાલવું પડે છે. અને પહેલાં આપણે તે માણસને વિષે હલકો વિચાર રાખ્યા બદલ ઘણો પશ્ચાત્તાપ થાય છે. એવું પણ બને છે કે જે માણસને એકવાર આપણે અડકતા પણ નથી હોતા, તે જ માણસ આગળ ઉપર એવો પરાક્રમી નીવડે છે કે તે સમયે તેના પગ પાસે બેસવું એ પણ ઘણું માન ભર્યું લાગે છે. આ દુનિયામાં કોણ કોનાથી ઉતરતો છે ? આપણામાં જે કાંઇ હોય છે તે બીજામાં હોતું નથી, અને તેનામાં હોય છે તે આપણામાં નથી હોતું. પ્રત્યેક માણસ કાંઇને કાંઇ બાબતમાં આપણાથી ચઢીઆતો હોય છે જ, પછી ભલે બીજી બાબતોમાં તે ઉતરતો હોય. કોઇ પણ માણસને "તું મ્હારાથી ઉતરતો છે," એમ કહેવાનો હક્ક પ્રભુએ કોઇને પણ આપ્યો નથી.

ઘણીવાર આપણે બીજા મનુષ્યોનાં કાર્યો સંપૂર્ણ જોયા વગરજ તેમનો દોષ કાઢીએ છીએ એ ઘણુંજ ખોટું છે. કારણકે જ્યારે સત્ય વાત બ્હાર પડે છે ત્યારે આપણી ચતુરાઇની કેવી હાંસી થાય છે ! આપણે દૂરથી કોઇ એક માણસને બીજા ઉપર ઘા કરતો જોઇએ અને માત્ર એટલા ઉપરથી એમજ ધારી લઇએ કે તે એક દુષ્ટ હત્યારો છે અને તે કોઇનું ખૂન કરે છે, તો તે ધારણા યોગ્ય નથી. ઘણીવાર એમ પણ બની શકે કે તે માણસ પોતાની જાતનો બચાવ કરતો હોય, અથવા અબળા ઉપર બળાત્કાર કરતા કોઈ નરપશુને અટકાવવાનો બહાદૂરીભર્યો પ્રયત્ન કરતો હોય ! આ ઉપરથી જણાશે કે જ્યાં સુધી કોઇ માણસનું વર્તન સંપૂર્ણ રીતે

તપાસીએ નહિ, ત્યાંસુધી કોઈ પણ પ્રકારનો મત બાંધવાનો આપણને બીલકુલ અધિકાર નથી; અને પ્રત્યેક બાબતમાં જ્યાં સુધી સંપૂર્ણ અવલોકન થાય નહિ ત્યાંસુધી કોણ કોનાથી ચઢીઆતો છે તે કહેવું ઘણું મુસ્કેલ છે.

તાપસમાળામાં એક ઘણું સરસ ઉદાહરણ છે જે આ મુદ્દાનું બરોબર સમર્થન કરે છે. બસરાનો હુસેન નામનો એક ફકીર દાજલા નદીના કિનારાપર ફરતો હશે, એવામાં નદીમાં તરતી એક બોટ—વહાણ તરફ તેની નજર પડી. ત્યાં તેણે એક હબસીને એક સીસીમાંથી કાંઇ પીતો જોયો અને તેની બાજુએ એક સ્ત્રી પણ બેઠેલી જોઇ. આ ઉપરથી તેણે અનુમાન બાંધ્યું કે તે માણસ કોઇ વેસ્યાની સંગતિમાં દારૂ પીએ છે. એમ ધારી તે પોતાના મનમાં ફૂલાયો કે, "કંઇ નહિતો આ માણસના કરતાં તો હું ચઢીઆતો છું, કારણ કે હું કદી કોઇ પણ સ્ત્રીની સોબતમાં દારૂ પીતો નથી." આ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો, એટલામાં નદીનાં મોજાંના વેગથી એક બીજી હોડી ઉંધી વળી જતી દેખાઇ. તે જોતાં વેંતજ તે સીદી એકદમ નદીમાં કૂદી પડયો, અને છ ખલાસીઓને ડૂબી જતા બચાવ્યા. આ જોઇ હુસેનને ઘણો અચંબો ઉત્પન્ન થયો અને તેથી તે સીધીની પાસે આવ્યો. તેની સાથે વાતચિત કરતાં હુસેનને માલૂમ પડયું કે જે સ્ત્રી તેની સાથે હતી તે તો તેની મા હતી, અને જે સીસીમાંથી તેઓએ કાંઇ પીધું હતું તેમાં તો પાણી શિવાય બીજું કાંઇ પણ હતું નહિ. તે સીધીએ કહ્યું, "હું તમારા તરફ જોયા કરતો હતો કે તમને આંખો છે કે નહિ, પણ મને માલૂમ પડયું કે તમને આંખો છેજ નહિ." આ સાંભળી હુસેન તેને પગે પડયો અને બોલ્યો, "ભાઇ! મને માફ કરો. તમે હ-

મણાંજ આ છ માણસોને નદીના સપાટામાંથી બચાવ્યા છે, તો મને પણ અભિમાનના સપાટામાંથી બચાવો." ત્યારપછી હુસેન તેની આખી જીંદગી સુધી પોતાની જાતને કોઇનાથી પણ ચઢીઆતો ગણતો નહિ. એક સમયે હુસેનને એક કુતરો બતાવી પૂછવામાં આવ્યું, " તમારા બેમાંથી કોણ ચઢે ? " હુસેને ઉત્તર આપ્યો કે, " જ્યાં સુધી હું પુણ્યમય જીવન ગાળું છું ત્યાંજ સુધી હું કુતરાથી ચઢીઆતો છું, નહિ તો આ કુતરો મારા જેવા સો હુસેનો કરતાં પણ ચઢીઆતો છે. " કોઇ પણ માણસ એવું કહી શકશે કે, " મેં મ્હારૂં જીવન તદ્દન નિષ્કલંક ગુજાર્યું છે ? "

**(૪) આ દુનિયાની સાથેનો આપણો સંબંધ અને તેને અંગે રહેલી આપણી જવાબદારીઓ અને ફરજોનો વિચાર કરો. તેમ કરતાં આપણા દોષોનું ભાન આપણને જરૂર થશે;** કારણકે આપણે જાતેજ કહીશું, " હું ઘણોજ બેદરકાર છું અને નિર્બળ છું. " આ લાગણી આપણને અહંકાર જીતવામાં મદદ કરશે. આપણી ફરજોનું ક્ષેત્ર કેટલું બહોળું છે ? આપણાં પોતાનાં શરીર તથા મન તરફની ફરજો, કુટુંબ અને સમાજ તરફની ફરજો અને દેશ તથા દુનિયા તરફની ફરજો આપણે બજાવવાની છે, અને આ બધી ફરજો અદા કરવા માટે આપણે કેટલા બધા ગુણો સંપાદન કરવાની જરૂર છે ? આ બાબતનો ખરા દીલથી વિચાર કરતાં તમારૂં મન ભમી જશે; અને અહંકાર તો કોણ જાણે ક્યાંએ ભરાઇ જશે. જગતના ઘણા મહાન્ પુરૂષો પોતે ડહાપણ અને ઉદારતાથી ભરેલા હતા, છતાં પણ પોતાના જીવન કાર્ય તરફ તેઓમાંના ઘણાઓએ કંટાળો અને અસંતોષ દર્શાવ્યો છે; કારણકે તેમની નજરે તો ઘણાં ઘણાં કાર્યો કરવાનાં રહી ગયેલાં જણાય છે.

તો પછી તેવા માણસની કોઈપણ વિસાતમાં પણ નહિ એવા અલ્પજ્ઞાન અને થોડા ગુણો માટે આપણે અભિમાન ધરીએ તે કેવું હાસ્યાસ્પદ છે?

કદાચ એમ ધારો કે આપણે આપણી ફરજો બરાબર અદા કરીએ છીએ. તોપણુ તેમાં અહંકાર કરવા જેવું શું છે? પોતાની ફરજો બજાવવી તેમાં અભિમાન લેવા જેવો ખાસ ગુણ કયો છે? જો આપણી ફરજો આપણે પડતી મૂકીએ તો શિક્ષા થવીજ જોઇએ. બાપ પોતાનાં છોકરાંઓનું પાલન કરે અથવા પુત્ર પોતાનાં વૃદ્ધ માતાપિતાને પાળે, પત્ની પોતાના પતિની સેવામાં આનંદ માને, એમાં અભિમાન લેવા જેવું શું છે? જ્યાં સુધી આપણી ફરજોની ઉપરાંત આપણે કાંઇપણ કરતા નથી, ત્યાં સુધી અહંકાર કરવા જેવું આપણામાં કાંઇ પણ છે જ નહિ. પણ આપણી ફરજો અદા કરવામાં આપણે પાછા પડીએ તો આપણે પશ્ચાત્તાપ કરવો જોઇએ. આપણી શક્તિઓનો યોગ્ય ઉપયોગ કરવામાં અભિમાન લેવા જેવું કાંઇપણ નથી. પણ તેમનો દુરૂપયોગ કરવા માટે તો શિક્ષા થાય એ સાહજિક છે. **ભૂતકાળના જીવનનો પણ વિચાર કરવાથી મદનો નાશ થાય છે.** કારણકે એવા તો થોડાજ મળી આવશે કે જેઓ પોતાનાં જીવનનો વગર આંચકે વિચાર કરી શકે. અર્થાત્: આખા જીવનમાં કાંઇને કાંઇ બનાવો એવા હોય છે કે જે આપણને નીચું જોવડાવે.

**(૫) જે જે પદાર્થોનો આપણને ગર્વ હોય તે સઘળા કેવા ક્ષણભંગુર છે તેનો ખ્યાલ કરો.** તે બધા પદાર્થો આપણા મૃત્યુ સાથેજ આપણા મટી જઇ પારકા થાય છે. અરે! તેમાંના ઘણા તો આપણાં મૃત્યુ લગી પણ ટકતાં નથી? શું આપણે અનેકવાર

નથી જોતા કે નશીબ પલટાતાં પૈસો ટકો, બુદ્ધિ, આબરૂ, માન, સત્તા વગેરે જોતજોતામાં હતાં નહતાં થઇ જાય છે? નેપોલીયન બોનાપાર્ટના જેવી સત્તા કોણે મેળવી હતી? છતાં પણ તેને એક કેદી તરીકે મરવું પડયું હતું. કાર્ડીનલ વુલસીના જેવો સત્તાનો દર્પ કોને હતો? છતાં પણ તેનો મદ કેવો મોડાયો? વિદ્વત્તા ને ડહાપણમાં ઓગસ્ટ કોમ્ટીનાથી કોણ ચઢે તેમ હતું! છતાં પણ તે જ્યારે ગાંડો થઇ ગયો ત્યારે તેનું ડહાપણ ક્યાં જતું રહ્યું હતું? આ ઉપરથી સહજ સમજાશે કે ધન, યૌવન, રૂપ તેમજ અન્ય વસ્તુઓ કેવી ચંચળ છે, અને તેમાં ગર્વ કરવા જેવું કાંઇજ નથી.

**(૬) આપણાં પોતાનાં વખાણ કદી સાંભળવાં નહિ, કારણકે પોતાના ગુણ પોતે સાંભળવાથી માણસ વધારે ફૂલાય છે.** એનાથી ઉલટું કરવાથી, એટલે કે **પોતાના દોષો પોતે કબુલ કર્યાથી ઘણો લાભ થાય છે. પોતાના ગર્વનો મિત્રો પાસે નમ્રપણે એકરાર કરો અને તેને માટે શિક્ષા માગો.** આમ કરવાથી ગર્વનો ધીરે ધીરે નાશ થશે. એકવાર કોઇ એક મુસલમાન ભક્ત બોઆઝીદ કરીને એક ફકીરની પાસે આવ્યો અને પૂછ્યું કે, "આજ બત્રીશ વર્ષથી મેં રમજાનના રોઝા પાળ્યા છે, અને આખી રાત જાગરણ કરીને ખુદાની બંદગી કરી છે. છતાં મને ખુદાનું જ્ઞાન કેમ થતું નથી?" આ સાભળી બોઆઝીદે કહ્યું, "બીજાં ત્રણસો વર્ષ સુધી એજ પ્રમાણે કર્યા કરશે તોપણ એમનું એમજ રહેશે." ભક્તે પૂછ્યું, "કેમ?" બોઆઝીદે ઉત્તર આપ્યો, "કારણકે તેં તારૂં જીવન એક પડદા પાછળ છૂપાવ્યું છે!" પેલા ભક્તે પૂછ્યું, "ત્યારે હવે

મારે શું કરવું ? " ઓઆઝીદે કહ્યું, "જા! તારૂં માથું તદન મુંડાવી નાખ, તારા શરીરને શોભાવે એવી સઘળી વસ્તુઓનો ત્યાગ કર. તેં પહેરેલાં કપડાં છે તેનો ત્યાગ કર, અને માત્ર એકજ કામળ ઓઢ. પછી શહેરના જે લત્તામાં તને સારી રીતે બધા ઓળખતા હોય તે લત્તામાં જા અને સાથે થોડાં રમકડાં લઇ જજે. ન્હાનાં છોકરાંઓ તને ધક્કા મારે તેમ મારવા દેજે, અને ઉલટો તેમને રમકડાં આપજે, અને જેટલા તેઓ તને ધક્કા મારે તેટલાં રમકડાં તું તેઓને આપજે. આ પ્રમાણે ધક્કા ખાતો ખાતો આખા શહેરમાં ખૂણે ખોચરે ફરજે અને પછી જે ભાગમાં તારૂં સૌથી વધારે અપમાન થાય તે જગ્યાએ રહેઠાણ કરીને રહેજે. આ પ્રમાણે કરવાથી ત્હારૂં ભલું થશે." દર્પને તોડવાની આના કરતાં સારી શિખામણ બીજી ભાગ્યેજ આપી શકાય. કારણકે જે માણસો આપણાં વખાણ કરતા હોય તેમના આગળ આપણી ખામીઓ ખુલ્લી કરવાથી તથા પહેલાં જેઓ માન અને ભક્તિ કરતા હોય તેમના તરફથી અપમાન અને તિરસ્કાર મળતાં ગર્વ તુર્તજ ગળી જાય છે! કેટલીક વાર પોતાની ખામીઓનો એકરાર કરવાથી પણ ગર્વ થવાનો સંભવ છે, કારણ કે તેથી એવો વિચાર આવે છે કે, "મેં મારા બધા દોષો કબુલ કર્યા છે." જ્યારે જ્યારે આવી લાગણી થઇ આવે ત્યારે ત્યારે તેની ભૂલનો પણ એકરાર કરવો. સતત પ્રયત્ન કરવાથી ગર્વનો નાશ થશે અને તેમાંથી બીલકુલ મુક્ત થઇ શકાશે.

આ ખાસ ઉપાયો ઉપરાંત ઉપર કહેલા સામાન્ય ઉપાયો પણ મદને જીતવાને ધ્યાનમાં રાખવા.

---



## પ્રકરણ ૧૦ મું.

### ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. ( ચાલુ ).

### ઇર્ષા.



ઇર્ષાનો સારામાં સારો ઉપાય પ્રેમ છે; કારણ કે જે માણસને આપણે ખરા પ્રેમથી ચહાતા હોઇએ તેની ઇર્ષા આપણને કદીપણ થતી નથી. માટે જે માણસની આપણને ઇર્ષા આવે તેના ગુણોનું મનન કરવું એટલે તેના ગુણોને લીધે તેના ઉપર આપણો પ્રેમ થશે. અને જેમ જેમ પ્રેમનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે, તેમ તેમ ઇર્ષા ઓછી થતી જાય છે.

(૨). **સંકુચિત હૃદયમાંજ ઇર્ષાનો વાસ હોય છે.** જે માણસના મનમાં એમ વિચાર આવે છે કે અમુક માણસને આ દુનિયાનાં બધાં સુખો, વૈભવ, કીર્તિ, દોલત વગેરેનો જાણે ઇજારો મળેલો છે તે માણસને બીજાની ઇર્ષા આવે છે. પરંતુ જે માણસ પોતાની દ્રષ્ટિ વશાળ રાખે છે અને એમ માને છે કે અંતર તથા બાહ્ય જગતમાં સુખ, વૈભવ અને કીર્તિ મેળવવામાં અનેક સાધનો

છે અને કાંઇને કાંઇ કામમાં તો ખ્યાતિ મેળવવાને દરેક માણસ લાયક હોય છેજ: આવા પ્રકારના જે માણસના વિચારો છે તેના મનમાં કદીપણ ઇર્ષા થતી નથી. **જેમ જેમ પ્રેમની વ્યાપકતા વધતી જાય છે તેમ તેમ ઇર્ષા ઘટે છે.**

(૩). **ઇર્ષાની જોડે નિંદા કરવાની ટેવ લાગુ પડે છે.** હૃદયમાં જેમ વધારે ઇર્ષા તેમ જીભને નિંદા કરવામાં વધારે આનંદ મળે છે. **માટે નિંદાની ટેવ જેમ ઘટતી જશે તેમ તેમ ઇર્ષા પણ ઘટતી જશે.** આ કામ સાધવાને બે કાર્યો ખાસ મદદગાર થઈ પડે તેવાં છે. એક તો **આપણી ખામીઓ અને આપણા દુર્ગુણોને કદી વિસારવાં નહિ;** કારણ કે જે માણસ પોતાના દોષથી વાકેફ હોય તે શું મોઢું લઇને બીજાના દોષો વર્ણવે ? બીજું સાધન એ છે કે, **મનુષ્યચારિત્રની સારી બાજુજ નિહાળવી, અને ખરાબ બાજુ કદી પણ તપાસવી નહિ તથા તેમ કરનારા માણસોની સોબત પણ કરવી નહિ.** ઉલટી એવા માણસોની મૈત્રી કરવી કે જેઓ પોતાના પાડોશીઓના ગુણોની ઉદાર દીલથી કદર કરતા હોય. ખરાબમાં ખરાબ માણસમાં પણ ગુણ શોધવાનીજ વૃત્તિ રાખવી એટલે અન્યના ગુણના અવલોકનથી કેટલો આનંદ મળે છે તે તરત સમજાશે.

કદાચ કોઇ એક માણસની નિંદા કરવાની તમને કાંઇ ખાસ કારણસર પ્રેરણા થતી હોય, તેવે સમયે તે માણસમાં જે કાંઇ થોડા ઘણા ગુણો હોય તેમને ધ્યાનમાં લાવી યોગ્ય અને પ્રમાણસર રીતે તેમની પ્રશંસા કરવી. આવી રીતે કરવાથી બદગોઇ કરવાની વૃત્તિ ધીમે ધીમે ઓછી થઇ જશે, એટલુંજ નહિ પણ સામા માણસના ગુણોની કદર કરવાથી મળતા અતિ દુર્લભ આનંદનો પણ લાભ થશે.

(૪). **પવિત્રતા અને શુદ્ધ ચારિત્ર મેળવવાને જે કોઈ અંતઃકરણ પૂર્વક યત્ન કરશે તેને કદી પણ બીજાની ઈર્ષ્યા આવશે નહિ;** કારણ કે જે કાંઇ સારૂં હોય તેની સ્પર્ધા કરવાથી પ્રગતિના કામને પુષ્ટિ મળે છે; પણ ઇર્ષ્યાથી તેમાં અંતરાય આવે છે. જે માણસ ખરા દીલથી પ્રગતિ કરવાને ઇચ્છે છે, તેને તો જ્યાંથી ને ત્યાંથી સદ્‌ગુણો શોધી પોતાના ચારિત્રમાં ઘટાવવાના હોય છે. અને તેથી દોષૈકદૃષ્ટિથી બીજાના દુર્ગુણોનું અવલોકન કરવાનો તેને વખતજ મળતો નથી. **પારકાના દોષનું અવલોકન કરનાર અદેખો માણસ સામાનું બુરૂં કરવામાંજ મચ્યો રહે છે, અને તેથી તેને પોતાનું ભલું કરવાનો વખત પણ ભાગ્યેજ મળે છે.** સામા માણસના ગુણોની હરીફાઇ કરી તે ગુણોની પ્રાપ્તિ કરવાથી મનુષ્યની ઉન્નતિ થાય છે, ત્યારે ઇર્ષ્યા કરવાથી તો સદા અવનતિજ થાય છે; એટલે મનુષ્યમાં જે જે ઉચ્ચ વૃત્તિઓ હોય છે તેનો પણ નાશ થાય છે.

(૫). **ઈર્ષ્યાનાં પરિણામો પણ ઘણાં માઠાં છે!** ઇર્ષ્યાવાન માણસના મનની સ્થિતિ ઘણીજ દયા પાત્ર બની જાય છે. **બીજા માણસોને જેનાથી આનંદ મળે છે, તેને જોઈ અથવા જાણી, ઇર્ષ્યાવાનને અત્યંત ઉદ્વેગ થાય છે.** એવો તે કોણ ભાગ્યહીન માણસ હશે કે તેને માણસની સુંદરતા, સુખ અને શૌર્ય તથા એવાજ બીજા ગુણોને જોઇને આનંદ ન થાય? અલબત, દરેકને આનંદ થવોજ જોઇએ! પણ અફસોસ, કે ઇર્ષ્યાવાનને તો તે કેવળ દુઃખદાયક નીવડે છે. જેને જોઈ બીજાનાં અંતઃકરણ પુલકિત બને છે, તેને જ જોતાં ઈર્ષ્યાવાનના અંતઃકરણમાં આગના ભભૂકા ઉઠે છે. જે માણસને મન અમૃત એ ઝેર જેવું, સ્વર્ગ એ

નર્ક જેવું અને ચંદ્રપ્રકાશિત પૂર્ણિમાની રાત્રિ અમાવાસ્યાના જેવી અંધારી લાગે તે માણસના દુઃખનો ચિતાર કોને આવી શકે તેમ છે ? હજારો મનુષ્યો જ્યારે કોઇ વીર નર કે મહા પુરૂષના ગુણો ગાય છે અને તેમ કરવામાં પોતાની જાતને અહોભાગ્ય માને છે, ત્યારે અદેખા માણસનું હૃદય તે સાંભળીને ભેદાઇ જાય છે ! આવા ઇર્ષાવાન માણસના કરતાં વધારે અભાગીઓ બીજો કોણ હશે વારૂ !

બીજાના દોષો જોવાનોજ જે માણસ ધંધો લઇને બેઠો છે, અને ગમે તેવા ઉચ્ચ ચારિત્રમાં પણ જે અપૂર્ણતાજ જોયા કરે છે, તે માણસનાં દુઃખનો વિચાર કરતાં મન કમકમી ઉઠે છે. કારણ કે તેવા માણસને ગમે તેવા સારા મિત્રની પણ કેવળ અંધારી બાજુજ જણાય છે. ઝેરની જેવી અને જેટલી અસર શરીર પર થાય છે, તેવી અને તેટલીજ અસર ઇર્ષાની મન ઉપર થાય છે. ઇર્ષાળુ મન સદા બેચેન રહે છે. તે માણસનું શરીર તંદુરસ્ત રહેતું નથી. તેનું મન ખાલી થઇ નબળું પડી જાય છે. તેને પોતાનું કામ કરવું ગમતું નથી અને તેનો સઘળો આનંદ પણ જલદી જતો રહે છે. ઘણાખરા કજીઆઓનું મૂળ પણ ઇર્ષા છે. ઇર્ષાએ કજીઆ કરાવી કેટલીએ પ્રજાઓ અને વ્યક્તિઓનો નાશ કરાવ્યો છે.

(૬). લોર્ડ બેકને કહ્યું છે કે, " જે માણસનામાં પોતાનામાં ગુણ હોતા નથી, તે માણસ બીજાના ગુણની ઇર્ષા કરે છે. કારણ- કે માણસનું મન એવું છે કે વ્હાય તો પોતાના ગુણોમાં અથવા પારકાના દુર્ગુણોમાં તે રાચે છે. અને જેનામાં પોતાનામાં ગુણ નહિ હોય તે પારકાના દુર્ગુણ માત્રજ જોયા કરશે. બીજાના ગુણોને સંપાદન કરવાની જેનામાં શકિત નહિ હોય, તેજ માણસ પાર-

કાના ગુણોને ઉતારી પાડી તેની બરોબરી કરવા મથે છે. " એક-
નના આ શબ્દો ઘણાજ ધ્યાનમાં રાખવા જેવા છે; કારણ કે
ગમે તેવા અદેખાને પણ નીચું જોવડાવે તેવા તે શબ્દો છે. **નીચ
અને નબળા અંત:કરણમાંજ ઇર્ષાનો વાસો છે. આ વાત
યાદ રાખવાથી ઇર્ષાના ભોગ થઇ પડતાં અટકાશે.**





# પ્રકરણ ૧૧ મું.

## ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો.(ચાલુ).
## અસ્થિરતા–ચાંચલ્ય.




રે માણસનું મન જોઇએ તેવું કાબુમાં હોતું નથી ત્યારે આ દોષ ઉદ્દભવે છે; અને **જેમ જેમ મન વધારે કાબુમાં આવતું જાય છે, તેમ તેમ આ દુર્ગુણ દૂર થતો જાય છે.** મનનું ખરેખરૂં નિયંત્રણ થયું ત્યારેજ કહેવાય કે જ્યારે દરરોજનાં અમુક કાર્યો મનને પદ્ધતિસર કરવાની ટેવ પડે. માત્ર આવેશને વશ થઇને કામ કરવાથી તથા ધારેલ કાર્યો નહિ કરવાની ખોડથી આ દુર્ગુણ પોષાય છે. રોજનું અમુક કાર્ય કરવાનું નક્કી કરી તે કાર્યક્રમને ચુસ્ત રીતે વળગી રહેવું અતિ આવશ્યક છે. **અમુક કામ અમુક વખતેજ કરવાનો નિશ્ચય કરો.** આઠ વાગે કાંઇ પણ કાર્ય કરવાનું નક્કી કર્યું હોય તો સાત વાગે સંગીતના જલસામાં કે સંકીર્તન જેવા બીજા કોઇ પણ એવા કાર્યમાં ન જોડાવું કે જેથી ધારેલો સમય વીતી જાય. ભગવાનના નામના કીર્તન જેવું પવિત્ર કાર્ય હોય તે છતાં પણ આઠ વાગે કરવાનું કામ કદી પણ ચૂકવું નહિ, કારણ કે આવી ટેવોથી અસ્થિરતા

અત્યંત વધે છે. પરમેશ્વરનું ભજન કરવા ખાતર પણ પોતાનાં કર્તવ્યોને ભૂલવાં એ બીલકુલ ઇષ્ટ નથી. કદાચ કોઇ એમ શંકા કરશે કે ઇશ્વરનું ભજન કરવું એ તો સૌથી ઉત્તમ કાર્ય છે છતાં આમ કેમ કહેવામાં આવે છે ? આ સવાલ કરનારા લોકોને હું એમજ પૂછું છું કે, “ શું પ્રત્યેક કાર્ય એ પ્રભુભજનનુંજ બીજું નામ નથી?” ઇશ્વરનું ભજન કરવાનું કાર્ય પોતાની ફરજ બજાવ્યા કરતાં ખચિત વધારે સારૂં નથીજ, કારણ કે ભજન આપણા હૃદયને પ્રફુલ્લિત કરી ભક્તિમય જુસ્સાથી ભરી દે છે અને માત્ર આપણને આપણાં કાર્યો કરવાને લાયક બનાવી દે છે. અલબત આ ટીકા જે લોકો એ ઇશ્વરભક્તિ માટેજ પોતાનું જીવન સમર્પણ કર્યું હોય તેઓને લાગુ પડતી નથી.

આ સ્થળે એક બનેલી વાત સારા દૃષ્ટાંત તરીકે વાચકને બોધદાયક થશે. કોઇ એક માણસ એક સાધુ ભક્તજનને બપોરે મળવા ગયો હતો. તેમણે કોઇ આધ્યાત્મિક વિષય ઉપર વાતો કરવા માંડી અને વાત કરતાં કરતાં સાંજ પડી ગઇ. હજી પણ બન્નેની એવી ઇચ્છા હતી કે આખી રાત એ ચર્ચા ચલાવ્યા કરવી. પણ તે મળવા આવનાર ગૃહસ્થને કાંઇ અગત્યના કામસર જવાની જરૂર હતી, અને તેથી તેણે અધવચ્ચ જવા માટે રજા માગી. તે વૃદ્ધ ભક્તની તેને જવા દેવાની ઘણીએ નાખુશી હતી છતાં પણ તેને રજા આપી અને કહ્યું કે, “ મને ઘણુંજ આશ્ચર્ય લાગે છે અને આનંદ થાય છે કે તમે આવા અતુલ આનંદને પણ તમારી ફરજ બજાવવા માટે છોડી જઈ શકો છો.”

આ પ્રમાણે દરરોજનો કાર્યક્રમ નક્કી કરી તે પ્રમાણે ચુસ્ત રીતે વર્તવાની બાબતમાં બેન્જામીન ફ્રેંકલીનનું દૃષ્ટાંત અદ્વિતીયછે. એનો નિત્યનો કાર્યક્રમ એણે પોતાના આત્મચરિત્રમાં આપેલો છે, તે ઘણો બોધપદ છે.

આપણામાંથી પ્રત્યેક જણે પોતપોતાના સંજોગોને અનુકૂળ કાર્યક્રમ નક્કી કરી નિત્ય કાર્યમાં તે મુજબ ચુસ્ત રીતે વળગી રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ.

(૨) ભક્તિને માટે જે જે ગુણોની જરૂર છે તે તે ગુણો પ્રાપ્ત કરવાના માર્ગમાં અસ્થિરતા આડે આવે છે. આ ખરાબ ટેવના દાસ થઇનેજ **આપણે દરરોજ આત્મનિરીક્ષણ કરી અમુક સદ્‌ગુણને સંપાદન કરવામાં કેટલા વિજયી થયા છીએ તે જાણવાની** બેદરકારી રાખીએ છીએ. બેન્જામીન ફ્રેંકલીને કેટલાક સદ્‌ગુણોની યાદી બનાવી હતી અને પોતે દરરોજ અમુક સદ્‌ગુણ મેળવવામાં કેટલો આગળ વધ્યો છે તે નક્કી કરવાને તેણે એક અકલમંદ યુક્તિ શોધી કાઢી હતી, અને તે યોજના દરેક પ્રગતિની ઇચ્છા રાખનાર માણસે અનુસરવા લાયક છે. તેણે તેર સદ્‌ગુણોને પસંદ કરી તેમનું એક કોષ્ટક બનાવ્યું હતું. દરેક ગુણની પાછળ ધ્યાન આપવાને તેણે અકેક અઠવાડીયું નિર્માણ કર્યું હતું. અમુક નિર્માણ કરેલા અઠવાડીયામાં તે પોતાનું મન ખાસ કરીને નક્કી કરેલા સદ્‌ગુણ ઉપરજ રાખતો છતાં તે બીજા સદ્‌ગુણો તરફ તદ્દન દુર્લક્ષ રાખતો નહિ. તેણે એક ન્હાની નોટ બાંધી હતી અને તેમાં દરેક સદ્‌ગુણને માટે એક એક પાનું રાખ્યું હતું. અઠવાડીયાના સાત દિવસ માટે સાત ઉભાં ખાનાં રાખતો. દરેક ખાનાને મથાળે દરેક દિવસનું નામ લખતો. પછી તેમાં તેર આડી લીટીઓ દોરી તેર આડાં ખાનાં પાડતો અને તેમાં તેર ગુણોનાં નામ લખતો અથવા તે સદ્‌ગુણના નામનો આરંભનો અક્ષર લખતો. આવી રીતે તૈયાર કરેલા કોષ્ટકમાં પોતે જે ગુણની ખામી અથવા ભંગ પોતાનાથી જે દિવસે થાય તે દિવસે તે ગુણના ખાનામાં કાળું ટપકું મૂકતો.

| | | રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મિતાહાર. | મિ. | | | | | | | |
| મૌન. | મૌ. | * | * | | * | | * | |
| ક્રમ. | ક્ર. | * | * | | | * | * | |
| નિશ્ચય. | નિ. | | * | | | | * | |
| મિતવ્યય. | મિત. | | | | | | | |
| ઉદ્યોગ અથવા ખંત. | ઉ. | | | * | | | | |
| સહૃદયતા. | સ. | | | | | | | |
| ન્યાય. | ન્યા. | | | | | | | |
| સ્વચ્છતા. | સ્વ. | | | | | | | |
| શાંતિ. | શાં. | | | | | | | |
| નૈષ્ઠિકત્વ. | નૈ. | | | | | | | |
| નમ્રતા | ન. | | | | | | | |

વગેરે—

(૩) અંકુશ વગરની જીંદગી ગાળવાથી પણ અસ્થિરતા વૃદ્ધિ પામેછે. **એવા કોઇ એક માણસનીસલાહ પ્રમાણે ચાલવું કે જેના ઉપર આપણો સંપૂર્ણ વિશ્વાસ હોય અને જે ખરેખર ઉત્તમ કોટિનો માણસ હોય.** જેવી રીતે લશ્કરમાં એક કેપ્ટનના હુકમને તાબે થઈ એક સિપાહી વર્તન કરે છે તેજ પ્રમાણે વર્તન કરવું જોઇએ.

(૪) **ત્રાટકા મુદ્રા કરવાથી પણ લાભ થાય છે.** ત્રાટકા મુદ્રા એટલે આંખનો પલકારો માર્યા વગર દૃષ્ટિ કોઇ બિંદુ પર સ્થિર કરવી અને એકીટસે આંખ થાકી જાય ત્યાં સુધી તે બિંદુ સામેજ જોયા કરવું. આ બન્ને રીતથી મનની એકાગ્રતા સધાય છે, અને અસ્થિરતા દૂર થાય છે.

(૫) **અખિલ વિશ્વમાં વ્યાપી રહેલી નિયમિતતાનો વિચાર કરો.** આપણી આસપાસ બાહ્ય જગતનો વ્યવહાર કેવો નિયમિત અને જરા પણ તુટ વગર ચાલ્યો જાય છે ? રોજ સૂર્ય નિયમિત સમયે ઉગે છે, અને આથમે છે; ચંદ્ર પણ પોતાની વૃદ્ધિ ક્ષયની સોળે કળાઓ નિયમિત રીતે દર્શાવે છે; તારાઓ અને ગ્રહો પણ અમુક માર્ગોમાંજ ફરે છે; વર્ષની ૠતુઓ પણ નિયમિત રીતે આવે જાય છે; અગ્નિ હમેશાં અપવાદ વગર પ્રત્યેક વસ્તુને બાળે છે; અને વાયુ હમેશાં શોષણ કરે છે. ટૂંકામાં, બધો વિશ્વવ્યવહાર કોઇ અચળ નિયમને અનુસરીનેજ કાર્ય કરે છે, તો પછી આપણે કાંઇ પણ લક્ષ્ય વગર એક સુકાન વગરના વહાણની પેઠે અનિશ્ચિત રીતે જીવન વ્યતીત કરવું એ સૃષ્ટિનિયમથી વિરૂદ્ધ છે. નિરીક્ષણ કરતાં માલૂમ પડશે કે આ જગતમાં ઇશ્વરી નયમ અવ્યાહત કામ કરી રહ્યો છે, અને જે માણસ તે નિયમને માન

આપી તે મુજબ પોતાનો જીવનવ્યાપાર ચલાવે છે તેને વધારે આનંદ અને સુખ હમેશાં પ્રાપ્ત થાય છે; અને જે માણસ તે નિયમનો અનાદર કરી સમુદ્રના મોજામાં અથડાતા લાકડાની માફક ગમે તેમ વર્તે છે, તેને શોક તથા પશ્ચાત્તાપ શિવાય બીજું કાંઇજ મળતું નથી. માટે અસ્થિરતા, ચંચળતા અને અનિયમિતતાનો સર્વથા ત્યાગ કરી જીવનનું સાર્થક કરવા પ્રયત્નશીલ થાઓ.





# પ્રકરણ ૧૨ મું.

## ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. (ચાલુ).

## દુનિયાદારી–ગૃહસંસારની ચિંતા.



જે મને સંસારની દુગ્ધા બહુ હોય છે તેમને ભક્તિના માર્ગમાં આગળ વધવું ઘણું મુશ્કેલ પડે છે, માટે તે દુગ્ધાથી પ્રત્યેક મનુષ્યે તદ્દન મુક્ત થવાની જરૂર છે.

(૧) **આ સઘળી સંસારની ચિંતામાંની ઘણીખરી ચિંતાઓ તો આપણી જરૂરીયાતોને અતિઘણું વજન આપવાથી કેટલીકવાર લોકોમાં આપણું ખોટું દેખાશે એવા ડરથી ઉત્પન્ન થયેલી હોય છે.** આગળ કહેવામાં આવેલું છે કે માણુસની ખરી જરૂરીયાતો ઘણી જ ઓછી છે; ઉપજાવી કાઢેલી અને માની લીધેલી જરૂરીયાતોને લીધેજ માણુસને કલેશ થાય છે, અને કેટલીકવાર તો તેની પાયમાલી પણ થાય છે ! આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ

કે આ દુનિયામાં જેના વિના ન ચાલે તેવી જરૂરીયાતો માણુસને ઘણીજ ઓછી છે. "અમુક વગર મને દુનિયામાં કેમ ચાલે ?." "ફલાણી વસ્તુ વગર હું બ્હાર કેવી રીતે જાઉં?" આવી આવી ચિંતાઓમાં આપણા અમૂલ્ય જીવનનો કેટલો સમય વ્યર્થ વહી જાય છે? આના કરતાં તો જે માણુસ કાલનો વિચાર કર્યા વિના પોતાની સર્વે ચિંતાઓ ઇશ્વરને સોંપી સવારથી સાંજ સૂધી કાર્ય કરેછે, અને કૃત્રિમ જરૂરીયાતોને નાહક વધારવી એ મૂર્ખાઇ ભરેલું છે એમ જે સમજે છે અને ખાત્રીથી માને છે, તેનું મન દુનિયાદારીની ફિકરથી કદી ચલાયમાન થતું નથી. કૃત્રિમ જરૂરીયાતોજ આપણા સમાજની ખુવારી કરે છે. હજારો લોકો એવા મળી આવશે કે જેઓ પોતાની સ્ત્રીઓને હીરા અને રત્નથી કેવી રીતે મઢી દેવાય, અથવા પિતાના શ્રાદ્ધ વખતે વધારે ખર્ચ કેવી રીતે થાય તેનીજ ચિંતામાં રાત દહાડો મશ્ગુલ રહે છે. તેઓની સ્થિતિ ઘણીજ દયાજનક છે.

(૨). **સારા વિચારોમાંજ જો મન પરોવાયલું હોય તો ખોટી ચિંતાઓ કદી ઉત્પન્ન થાય નહિ.** સાધુ સંતોનો સમાગમ, ધર્મશાસ્ત્રો કે વિજ્ઞાનનો અભ્યાસ તથા નિર્દોષ રમતગમતથી ચિંતાઓને દૂર કરી શકાય છે. બાબુ રાજનારાયણ બોઝની બનાવેલી "શેકલ ઓર એકલ" એટલે "આ કામ અને તે કામ" નામની ચોપડીમાં "જંગલી રામનાથ" ની એક વાર્તા આપેલી છે, તે નીચે પ્રમાણે છે. રામનાથ પોતે જ્ઞાતે બ્રાહ્મણ હતા, છતાં બધા તેમને "જંગલી" કહેતા કારણ કે તેમને મોજમઝા શું ચીજ છે તેનું બીલકુલ ભાન નહોતું, અને ન્યાયશાસ્ત્રના અભ્યાસમાં પોતે એવા તો તલ્લીન રહેતા કે એમને દુનિયા-

દારીનું પણ બીલકુલ ભાન હતું નહિ. તે ઘણીજ ગરીબ હાલતમાં રહેતા હતા, અને આખા ગામમાં ગરીબમાં ગરીબ ગણાતા. નુદીઆના રાજા કૃષ્ણચાર્યે એક વાર તેમની ભેટ લઇને પૂછ્યું, "આપને કાંઇ અનુપપત્તિ છે?" હવે આ શબ્દનો અર્થ "જરૂર" અથવા "તંગી" થાય છે; પણ એજ શબ્દ ન્યાયશાસ્ત્રમાં પણ વપરાય છે અને ત્યાં એનો અર્થ "નિકાલ ન થઇ શકે તેવો કોઇ પણ પ્રશ્ન" એવો થાય છે. હવે રામનાથને તો ન્યાયશાસ્ત્ર શિવાય બીજા કશાનો વિચાર પણ નહોતો એટલે તેમણે કહ્યું, "હાલમાં તો મને એવો પ્રશ્ન યાદ નથી આવતો." ત્યારે રાજાએ વધારે ખુલાસો કરવા માટે પૂછ્યું, "આપને કાંઇ અસંગતિ છે!" આ શબ્દનો અર્થ ન્યાયપરિભાષામાં "આત્મવિરોધ" એવો થાય છે. એ અર્થ સમજીને પંડિતે કહ્યું, "હજી સુધી તો બધી અસંગતિઓને દૂર રાખી શક્યો છું." રાજાની આ પરથી ખાત્રી થઇ કે આ બ્રાહ્મણને પોતાના પુસ્તકો શિવાય બીજા કશાનો વિચાર નથી આવતો. એટલે પછી તેને સરળ રીતે ખુલ્લું પૂછ્યું કે, "આપને કોઇ વસ્તુની જરૂર છે?" ત્યારે એમણે જવાબ આપ્યો કે, "મારે થોડાં વીઘાં જમીન છે, એટલામાં મને ચાલે તેટલી ડાંગર પાકે છે. તેનો ભાત અને પેલું આમલીનું ઝાડ છે તેનાં પાંદડાંની કઢી મારી સ્ત્રી બનાવે છે. અને મને તે કઢી અને ભાત ખાવાની બહુ મઝા પડે છે. મને તો કશાની જરૂર હોય એમ લાગતું નથી." આવો સંતોષ મેળવવાને કોનું મન નહિ લલચાય?

**(૩). જગતમાં બારીક દ્રષ્ટિથી અવલોકન કરીશું તો આપણને આપણા કરતાં પણ વધારે ખરાબ સ્થિતિનાં કેટલાંએ માણસો નજરે પડશે; તેમની સ્થિતિનો વિચાર**

**કરી આપણે આપણી સ્થિતિમાં આનંદ માનવો.** સદ્‌ભાવ-શતકમાં આને વિશે એક વાર્તા આપેલી છે. "એક વાર મારી પાસે જોડા ન હોવાથી મને ઘણી દિલગીરી થતી હતી. શોકમાં ને શોકમાં હું મંદિરમાં દર્શન કરવા ગયો ત્યાં આગળ મેં એક પગ વગરના માણસને બ્હાર બેઠેલો જોયો; તેને જોઇ મારો બધો શોક દૂર થઇ ગયો." બીજાની તંગીનો-ભીડનો-વિચાર કરવાથી આપણી પોતાની ભીડનાં રોદણાં રડવાની ટેવ નાશ પામે છે. એક મુસાફર એક દિવસ રાત્રે જંગલમાં ભૂલો પડયો. તે શોક કરવા લાગ્યો, "અહા! કેવા ગાઢ અરણ્યમાં હું આવી પડયો છું? અંધારાને લીધે મને માર્ગ પણ જડતો નથી; અને ટ્હાડ પણ કેવી સખ્ત પડે છે? હાય! હાય! મારો દેહ કેવો થથરે છે?" આ પ્રમાણે તે પોતાના નશીબને દોષ દઇ રહ્યો હતો, તેવામાં કોઇએ તેને હાંક મારી બોલાવ્યો અને કહ્યું, "અરે ઓ ભલા માણુસ! જરા આમ આવીને મારા તરફ તો નજર કર! તને સખ્ત ટ્હાડ વાય છે તે વાત ખરી છે. પણ હજુ તું તો કઠણ જમીન ઉપર ઉભો છે પણ હું તો આ કુવામાં પડયો છું, અને હાથથી ગોખલા પકડીને જેમ તેમ પાણીની સપાટી પર રહેલો છું. માટે પરમેશ્વરનો પાડ માન કે મારી પેઠે તું પણ કુવામાં પડયો નથી." આ વાત પરથી સાર એટલોજ કે, દુઃખના સમયમાં આપણા કરતાં વધારે દુઃખીને જોઇને દીલાસો મેળવવો.

(૪) **જે લોકો સંસારની દુગ્ધામાં વધારે ફસાયા હોય તેમણે કદી એકલા રહેવું નહિ.** તેવા માણુસોએ **સાધુ અને સંતોષી જીવન ગુજારનાર બીજા માણસોની સોબત કરી તેમના પરિચયમાં રહેવું જોઇએ.** એવા ઘણા

માણસો મળી આવે છે કે જેઓને આવતી કાલે ખાવાના સાંસા હોય છે, છતાં પણ તેઓ સદા હસમુખા અને આનંદી રહે છે. આવા માણસોનાં દૃષ્ટાંતો આપણને ચિંતા દૂર કરવાનું શીખવામાં ઘણુંજ ઉપયોગી થઇ પડે છે.

(૫) વળી જીસસ ક્રાઇસ્ટે પોતાના શિષ્યોને આ વિષયમાં જે બોધ આપ્યો છે તે પણ ઘણો ઉપયોગી છે. "તમારી જીંદગીને માટે ચિંતા કરો નહિ કે, 'હું શું ખાઇશ.' 'હું શું પીશ?' તમારા શરીરને માટે પણ ચિંતા કરો નહિં કે 'હું શું પહેરીશ?' શું જીવન ખાવા પીવા કરતાં વિશેષ નથી કે? અને શરીર એ પહેરવાનાં લુગડાં કરતાં વધારે નથી?

"હવામાં ઉડી રહેલાં પક્ષીઓ તરફ દૃષ્ટિ કરો. તેઓ વાવતાં નથી, લણતાં નથી કે ફસલ પણ ભરી મૂકતાં નથી; છતાં સર્વનો પાલક પિતા તેમનું પોષણ કરે છે; અને તમે તો તે પક્ષીઓ કરતાં ઘણાંજ ચઢીઆતાં છો; પછી શું પ્રભુ તમારૂં પોષણ નહિ કરે?

"તમારામાં એવો કોણ છે કે જે ચિંતા કરવાથી એક તસુનો પણ ફેરફાર કરી શકે? તમે તમારાં લુગડાંને માટે શા સારૂ ચિંતાતુર રહો છો? વનમાં આવી રહેલાં તળાવોમાં ખીલતાં કમળો તરફ દૃષ્ટિ કરો, અને જુઓ કે તેઓ કેવી રીતે ઉગે છે. તેઓ મહેનત મજુરી કરતાં નથી કે રેંટીઓ કાંતતાં નથી; છતાં તેઓ કેવાં સુંદર છે? બાહ્ય ટાપટીપ અને ભપકો રાખવા છતાં સોલોમન રાજાની સુંદરતા એક કમળના સૌંદર્યની બરોબર આવી શકતી નથી!

"હે અશ્રદ્ધાળુ લોકો! વિચાર કરો કે ખેતરનું ઘાસ કે જે આજે છે ને કાલે નથી તેને પ્રભુ આટલું બધું શણગારે છે, અને

તેનું રક્ષણ કરે છે. તો પછી શું તે તમારા દેહનું સારી રીતે જતન નહિ કરે ?"

"માટે 'અમે શું ખાઈશું ?' 'અમે શું પીશું ?' તથા 'અમે શું પહેરીશું ?' તેની ચિંતાજ ન કરો પણ સૌથી પ્રથમ તો ધર્મ અને નેકીને માર્ગે જાઓ એટલે આ બધું તમને આવી મળશે.

"માટે **કાલની ફિકર કરો નહિ; કાલ પોતેજ પોતાનો વિચાર કરી લેશે.** કારણ કે કાલની ફિકર કર્યાથી આજને ઘણું નુકશાન થાય છે." અર્થાત્ **ભવિષ્યનો વિચાર વધારે કર્યા કરવાથી આપણે ધર્મથી અને ન્યાયથી ચલિત થઇએ છીએ.**





# પ્રકરણ ૧૩ મું.

## ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. ( ચાલુ ).

## વ્યવહાર કૌશલ્ય–કુટિલતા.



આ દોષ પરમેશ્વરની સાથે લુચ્ચાઇ રમવામાં સમાયેલો છે. આ દોષને લીધે હૃદયમાં પ્રભુનો વાસ થઇ શકતો નથી. કૌટિલ્યયુક્ત માણસ પ્રભુનો ભક્ત હોવાનો ડોળ કરે છે; છતાં પોતાના અહિક લાભોને અણિશુદ્ધ રાખવા માગે છે. તે એમ ધારે છે કે પ્રભુ તેના પ્રપંચ પારખી શકશે નહિ; પણ તેમ ધારવામાં તે મોટી થાપ ખાય છે; કારણકે મનુષ્યબુદ્ધિ આગળ પણ આવા પ્રપંચો ઘણી વાર ફાવી શકતા નથી તો પછી સર્વજ્ઞ પ્રભુની આગળ આવો ધાર્મિકતાનો ડોળ ફાવી જાય એ કેવી રીતે માની શકાય ? પ્રભુ તથા લક્ષ્મી બન્ને સાથે સાથે આરાધી શકાય એમ ધારવું એ મૂર્ખામીની પરાકાષ્ઠા છે !

માણસ સંસારમાં રહીને ઇશ્વરની આરાધના કરી શકે એ તદ્દન શક્ય છે, પણ ઇશ્વરને તથા લક્ષ્મીને એકી વખતે આરાધવાનો વિચાર તો ભૂલ ભરેલો છે. તાત્પર્ય કે, ઇશ્વરભક્તિ અને દ્રવ્ય-પ્રાપ્તિ એકી વખતે બની શકે નહિ. વળી એક બંગાળી કવિ ગાઇ ગયો છે કે, "મને શુદ્ધ પ્રેમ શિવાય બીજા કશાથી સંતોષ વળે તેમ નથી, અને તેમાંએ સંસારના જૂઠા પ્રેમનો તળીએ ઠરેલો કચરો તો મને બીલકુલ આપતાજ નહિ. જે માણસ જોખી જોખીને તથા હિસાબ કરીને ગણત્રીથી પ્રેમ અર્પણ કરે છે તે વસ્તુતઃ પ્રેમી નથી, પણ વેપારી છે અને સંસારનો કીડો છે."

કેટલાંક માણસોની એવી માન્યતા હોય છે કે દરરોજનાં ધંધા-દારીનાં કામોમાં ગમે તેટલાં પાપો કરીએ તોપણ વખતો વખત બીજાઓનું ભલું કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેનાથી સઘળાં પાપો ધોવાઇ જાય છે. અને એમ કરતાં કરતાં છેવટે આપણને સ્વર્ગ મળે છે. તાત્પર્ય કે તેઓ સારાં કર્મોને સાબુનાં જેવાં લેખે છે કે તે લગાડવાથી પાપરૂપી મળ આપણાં જીવનમાંથી તદ્દન નષ્ટ કરી શકાય ! આ વિચાર પણ ભયંકર ભૂલ ભરેલો છે. એવા લોકોને હું પૂછું છું કે, "એક મણ દૂધમાં માત્ર એક અધોળ ભાર ગોમૂત્ર નાંખ્યા પછી તમે એમ કહેશો ખરા કે, એ વાસણમાં હજી ઓગણ-ચાળીસ શેર અને પંદર અધોળ શુદ્ધ દૂધ છે ?" બધું દૂધ તુર્તજ ફાટી જશે; પછી એકમણ હોય કે ગમે તેટલું હોય ! એ પ્રમાણે તો એક વાસણને ઉપરથી મજબુત રીતે બંધ કરીએ એટલે તેમાં પાણી રહેવુંજ જોઇએ, પછી ભલે ને તેને તળીએ એકાદ કાણું હોય !

પરંતુ ભગવાન મનુ મહારાજ તો કહે છે કે, "બધી ઇન્દ્રિયો-

માંથી એકાદ પણ જો સ્ખલિત થાય તો તેથી પ્રજ્ઞાનો–બુદ્ધિનો–નાશ થાય છે. કારણકે વાસણને તળીએ એકજ કાણું હોય છે તોપણ બધું પાણી તેમાંથી વહી જાય છે."

**ધર્મની બાબતમાં સરવાળાબાદબાકી કરી રાશ કાઢી શકાયજ નહિ.** આ સ્થળે એક અંગ્રેજની વાર્તા યાદ આવે છે. એક અંગ્રેજ પોતાનો ઐહિક સ્વાર્થ સાધવામાં બીલકુલ કચાશ રાખતો નહિ. એટલુંજ નહિ પણ પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે તે આધું પાછું પણ જોતો નહિ. તેમ છતાં તે એકંદર રીતે ધાર્મિક હોવાનો દાવો કરતો. દર અઠવાડીએ તે નિયમિત રીતે દેવળમાં જતો અને ત્યાં જતાં રસ્તામાં ગરીબ લોકોને છૂટે હાથે દાન આપતો. તેના મિત્રોને મોઢે તે વારંવાર કહેતો કે, "જોકે મારા જીવનમાં આમ તેમ થોડાં ઘણાં ગાબડાં પડેલાં છે, છતાં પણ રવિવારે દાન કરવાથી અને દેવળમાં જવાથી મને જે કાંઈ પુણ્ય મળે છે તેના પ્રભાવે કરી મને મુક્તિ મળવામાં તો વાંધો નહિ આવે એવી મારી દૃઢ માન્યતા છે." હવે એક વખતે આજ અંગ્રેજ ગૃહસ્થે એક સ્કોચ કોન્ટ્રાકટરને પોતાના બીડની આસપાસ વાડ કરવાનું કામ સોંપ્યું. તે કોન્ટ્રાકટરે થોડા દિવસમાં વાડનું કામ કરીને પોતાના ખર્ચનું બીલ રજુ કર્યું. "કામ કેવું થયું છે?" એમ જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે તે કોન્ટ્રાકટરે જવાબ આપ્યો, "સરેરાશ–સાધારણ રીતે ઠીક થયું છે." આ વાક્યનો અર્થ પેલા અંગ્રેજથી સમજાયો નહિ, તેથી તે જાતે તે કામ જોવા માટે ગયો. ત્યાં તો તેની અજાયબી વચ્ચે તેને જણાયું કે વાડ તો ચારે બાજુએ ઉભી કરવામાં આવી હતી, પણ વચમાં વચમાં મોટાં છીંડાં રાખવામાં આવ્યાં હતાં. આ જોઇ તેણે તે કોન્ટ્રાકટરને પૂછ્યું, "આવી વાડ બાંધવાનો

શો અર્થ ? આ ખુલ્લી જગ્યાઓ રાખેલી છે તેમાં થઇને ઢોરો બ્હાર નહિ જતાં રહે ?" કોન્ટ્રાક્ટરે જવાબ આપતાં પૂછ્યું, "સાહેબ ! ઢોરો કેવી રીતે બ્હાર જતાં રહેશે ? જુઓ તો ખરા, જે જે જગ્યાએ ગાબડાં રાખેલાં છે તેની બન્ને બાજુએ વાડ એવડી અને ત્રેવડી કરેલી છે અને તેમ કરવાથી શું આ ગાબડાનું સાટું નહિ વળે ? અને હું એમ પૂછું છું. કે સરાસરી રીતે–એકંદર જોતાં શું આ વાડ બરાબર નથી ?" તે અંગ્રેજે કહ્યું, "તું તો કોઇ અક્કલનો બારદાન જણાય છે." કોન્ટ્રાક્ટરે કહ્યું, "સાહેબ ! હું જાણુતોજ હતો કે કામતો આપ કહોછો તેમ ખરાબજ ગણાશે. પણ જ્યારે મેં સાંભળ્યું કે માણસ સરાસરી રીતે ધાર્મિક રહી શકે ત્યારે મને એમ લાગ્યું કે હું આપને માટે કદાચ એક સરેરાશ વાડ પણ બાંધી શકું ખરો !" આ બનાવ તે વ્યવહાર-કુશળ અંગ્રેજને એક સચોટ શીખામણ રૂપ નીવડ્યો, અને ત્યાર પછી પાપપુણ્યનો સરવાળો બાદબાકી કરી રાશ કાઢવાનું તેણે હમેશને માટે છોડી દીધું.

કેટલાક લોકોનું વળી એવું માનવું હોય છે કે પ્રસંગ પડે દ્વિ-અર્થી બોલવામાં કાંઇપણ વાંધો નથી. દાખલા તરીકે કોઇ છોકરો નિશાળનું કામ શરૂ થતાં પહેલાં નિશાળે જાય અને પાછો આવતો રહે અને જ્યારે તેને પ્રશ્ન પૂછવામાં આવે કે, "તું નિશાળે ગયો હતો ?" અને તેના જવાબમાં જો તે કહે કે, "હા," તો તેને વિષે તમે શું ધારશો ? ઘણાં માણસો આ ઉત્તર માટે છોકરાને દોષિત નહિ ગણે. પણ હમેશાં યાદ રાખો કે **પરમેશ્વર આપણે જે શબ્દો બોલીએ છીએ તેના તરફ નથી જોતો પણ તેના ભાવ તરફજ જુએ છે.** દ્વિઅર્થી ભાષણ એ જૂઠા-

જીનો પિત્રાઇ ભાઇ થાય છે અને જે જૂઠાણું અર્ધું સાચું છે તે તો હડહડતા જૂઠાણાં કરતાં પણ વધારે ખરાબ છે.

ગણત્રી કરવી અથવા તો લાભાલાભ જોવો એ વ્યવહાર-કુશળતાનું ખાસ લક્ષણ છે. સંસારી માણસ હમેશાં પોતાનો પૈસો અને પોતાની આબરૂ એ બે કેમ જાળવવાં તેનીજ ગણત્રી કર્યા કરે છે અને એમાં ને એમાં તે ઇશ્વરને છેક વિસરી જાય છે. જે માણસનું મન સંસારમાં આસક્ત નથી તે સંસારનાં બધાં કાર્યો કરે છે ખરો, પણ તેની દૃષ્ટિ હમેશાં ઇશ્વરના ઉપરજ લાગેલી હોય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે, " માણસો ઘણાં દુનિયાદારીનાં પોતાનાં કામો ભરોંસાદાર આડતીઆઓ મારફત કરાવી લે છે, તો પછી ઇશ્વરનેજ એવી સુપ્રત કેમ ના કરવી કે જેથી દિવસો સુખમાં જાય ? " આનું નામ તે ખરૂં આદર્શજીવન ! આવા માણસને ધન, માન ને આબરૂ બધું આપોઆપ આવી મળે છે. ગણત્રી કરવાની વૃત્તિ સંસારાસક્ત માણસોનું ખાસ લક્ષણ છે. તેનાથી સુખ અને શાંતિ કદી પ્રાપ્ત થતાં નથી. આ વિષે શ્રી રામકૃષ્ણ પરમહંસ ઉદાહરણ આપતા કે, "બે માણસોને મીઠી કેરીઓથી ભરેલા આંબાવાડીયામાં દાખલ કરવામાં આવ્યા હોય તેમાંનો એક માણસ વાડીનું ક્ષેત્રફળ કાઢવામાં, આંબાઓની સંખ્યા ગણવામાં અને દરેક ડાળ ઉપર કેટલી કેરીઓ આવેલી છે તે ગણવામાં રોકાય છે, અને બીજો દરેક વૃક્ષ પાસે જઇ પાકાં ફળ તોડીને નિર્વિલંબે ખાવા માંડે છે. હવે તેઓને અલ્પ સમયને માટેજ દાખલ કરેલા હોવાથી, સમય પૂરો થતાં માળી આવીને તેમને બ્હાર જવાનું કહે છે, એટલે જે માણસ પોતે કેરીનો સ્વાદ લેતો હતો તેનું પેટ તૃપ્ત થયેલું હોવાથી તે એકદમ બ્હાર ચાલવી માંડે છે, પણ પેલા ગણત્રી

કરનારની શી દશા થાય છે? તે તો હજી તેની ગણત્રીજ પૂરી કરી રહ્યો નથી હોતો, એટલે જવાની આનાકાની કરે છે. પરિણામે તકરાર થતાં માળી તેની ચોટી ઝાલી તેને બ્હાર કહાડી મૂકે છે." અહા! દુનિયાદારીના ડાહ્યા લોકોની પણ આવીજ દશા થાય છે. તેઓ બિચારા ગણત્રીઓ ગણ્યાજ જાય છે, અને છેવટે તેમની ગણત્રી પૂરી થતાં પહેલાંજ કાંઇ પણ તૈયારી નહિ કરેલી હોવા છતાં કાળ આવીને તેમને ઝડપી જાય છે. તે સમયે નિસાસા અને પશ્ચાત્તાપ શિવાય બીજું કાંઇ પણ તેઓને ભાગ રહેતું નથી. આવા વ્યવહારકુશળ લોકો હમેશાં પોતાની કુશળતાનું અભિમાન ધરાવતા હોય છે, પણ છેવટે આંખો ઉઘડે છે ત્યારે માલૂમ પડે છે કે, તેઓના જેવા મૂર્ખા બીજા કોઇજ નથી.

(૧). **ન્હાનાં બાળકો સાથે ભળવાથી અને તેમની સાથે વધારે હળવાથી હૃદય વધારે ખુલ્લું અને કપટ-રહિત બને છે. તથા દુનિયાદારીની ચિંતા ભૂલાય છે.** દુનિયાનાં પ્રપંચી માણસો જોડે જેમ બને તેમ ઓછા સંસર્ગમાં રહેવાથી તથા નિર્દોષ અને નિષ્કપટી બાળકો જોડે જેમ બને તેમ વધારે હળવાથી, દુનિયાદારીની ચિંતા ઓછી થાય છે. બધા પ્રખ્યાત ધાર્મિક મહાત્માઓ બાળકોને હમેશાં બહુ ચ્હાતા હતા એમ જણાય છે. જીસસ ક્રાઇસ્ટે તેના શિષ્યોને સંબોધીને કહ્યું છે કે, "ન્હાનાં બાળકોને મ્હારી પાસે આવવા દો. તેઓને અટકાવો નહિ; કારણ કે તેઓ સ્વર્ગનાં અધિકારી છે." તૈલંગ સ્વામી કરીને એક મહાત્મા હતા, તેમને બાળકો બહુ ગમતાં, અને ઘણીવાર પોતે તેમની સાથે રમતમાં પણ જોડાતા. તેમની પાસે એક ન્હાની ગાડી હતી તેમાં પોતે બેસતા, અને બાળકો તે ગાડી ખેં-

ચતાં અને ઘણીવાર બાળકોને તે ગાડીમાં બેસાડી પોતે ગાડીને ખેંચતા. યોગી લોકો હમેશાં છોકરાંઓ જોડે હળી જઈને બાળકોના જેવી નિર્દોષતા પોતે પ્રાપ્ત કરે છે. જેણે જેણે પરમહંસ શ્રીરામકૃષ્ણને જોયા છે તે બધા સારી રીતે જાણે છે કે તેમનું હૃદય કેવળ એક બાલકના જેવું નિર્મળ હતું. તેમને જે લાગણી થતી તે પોતે બધી કહી બતાવતા, જરા પણ છૂપાવતા નહિ અને તેમ કરવામાં વિનય કે લોકાપવાદથી કદી ખંચાતા નહિ. લોકલાજ અથવા ભયને લીધે બીજાં મનુષ્યોને દંભ ઘડીએ ને પલકે આચરવો પડે છે તેનો અલ્પાંશ પણ તેમનામાં નહોતો. જ્ઞાનસંકલિનીતંત્રમાં શ્રી મહાદેવે કહેલું છે કે, "બાળકના જેવા સરળ સ્વભાવવાળો અને ચિંતાથી વિરક્ત એજ ખરો યોગી છે"

(૨). **મિત્રો જોડે ખુલ્લે દિલે અને છૂટથી વાતો કરવાથી પ્રપંચવૃત્તિ દૂર થાય છે.**

(૩). **જેનાથી હૃદય પ્રફુલ્લિત અને વિશાળ બને એવી પ્રવૃત્તિ આદરવી.** સૃષ્ટિસૌંદર્ય જોવાથી કે ગાયન ગાવાથી, સારાં ચિત્રો જોવાથી તથા શુભ કાર્યો કરવાથી, ફૂલથી ભરપૂર બાગમાં ફરવાથી કે નદીને કિનારે એક આંટો મારવાથી અથવા પુર્વત કે ટેકરી પર જવાથી હંમેશાં હૃદય વિસ્તાર પામે છે અને પ્રપંચરહિત બને છે.

(૪). **મહાપુરૂષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ** કરવાથી માલૂમ પડશે કે નિઃસ્વાર્થતા, ઉદારતા, નિષ્પ્રપંચતા, તેમના જીવનમાં ઓતપ્રોત થયેલાં હતાં તેથી લોકો તેમને માનપૂર્વક નમતા હતા. જો તેઓ સામાન્ય માણસોની પેઠે કેવળ પોતાનાજ સ્વાર્થમાં

મશગુલ હોત તો દુનિયા તેમને ક્યારનાએ વિસરી ગઈ હોત. એવા મહાપુરૂષોનાં ચરિત્રોનો જેમ જેમ વધારે અભ્યાસ કરવામાં આવે છે તેમ તેમ સંસારની આસક્તિ ઉપર વધારે ને વધારે કંટાળો છૂટે છે.

(૫). બીજાઓ આપણા વિશે શું બોલશે એવો લોકોક્તિનો ડર ઘણીવાર આપણને સંસારના પ્રપંચ તરફ દોરે છે. **બીજા લોકો આપણે વિશે શું ધારે છે તેની મુદ્દલ પણ દરકાર કર્યા વગર પોતાના અંતર આત્માની આજ્ઞાનુસાર વર્તન** કરવાંથી સર્વ પ્રપંચ-બુદ્ધિનો ક્ષય થઇ જશે અને પરિણામે માન અને કીર્તિ પ્રાપ્ત થશે.





## પ્રકરણ ૧૪ મું.

### ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. (ચાલુ).

### વાચાલુતા-અતિવાચા.



વાચાલુતાથી ગાંભીર્યનો નાશ થાય છે અને તેથીજ યોગી લોકો મૌન ધારણ કરે છે. વારે વારે બક્યા કરવાથી નાહક શક્તિનો વ્યય થાય છે, એટલુંજ નહિ પણ વિચારગાંભીર્ય પણ જતું રહે છે. જે જવાહીર પોતાના છૂપા ખજાનામાં સંઘરી રાખવા જેવું હોય તેને લોકદષ્ટિએ ચઢાવવું કોઇને પણ પસંદ પડશે નહિ, તેવીજ રીતે જે વાત પોતાના અંતરનાં ઊંડાણુમાં રમી રહી હોય તે લોકને મોઢે કહેવાનું કોણ પસંદ કરશે?

આ કારણને લીધેજ ગુરૂના આપેલા મંત્રો પ્રકાશ કરવાની સખ્ત મના હોય છે. પાયથેગોરાસ નામના ગ્રીક તત્ત્વવેત્તાને મૌનની અગત્ય પૂરેપૂરી સમજાઇ હતી અને તેથી ત્રણ વર્ષ સુધી અસ્ખલિત મૌન પાળ્યું ન હોય એવા માણસને શિષ્ય તરીકે લેતો નહિ.

જીભને વશ કર્યા શિવાય ભક્ત થવું અશક્ય છે. ભક્તનાં લક્ષણ ગણાવતાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે, "નિંદા કે સ્તુતિથી અલિપ્ત રહેનાર, મૌનવ્રત પાળનાર, જે કાંઇ આવી મળે તેમાં સંતોષ માનનાર, ઘરબારની ઉપાધિ રહિત, દૃઢ મનવાળો એવો મારો ભક્ત મને ઘણો પ્રિય છે." (ગીતા)

એક મુસલમાન સાધુ કહેતો કે, "જીભ્હાનું વ્હેણ બંધ કરો એટલે હૃદયનું વ્હેણ આપોઆપ ફૂટી નીકળશે."

**(૧). જે માણસમાં અતિ વાચાળપણું હોય તેણે મૌનવ્રત ધારણ કરવું; કારણકે તેમ કરવાથી તેની જીભ્હા ઉપર તે કાબુ મેળવી શકશે.** આખા અઠવાડીયામાં એક દિવસ તો એવો રાખવો જોઇએ કે તે દિવસે બોલવાનું તદ્દન બંધ કરવું અથવા ખાસ જરૂરનાં કારણો શિવાય બોલવું નહિ.

**(૨) વાચાળ માણસે દિવસનો ઘણોખરો ભાગ એકાન્તમાં ગાળવો.** આમ કરવાથી તેની ટેવ ધીમે ધીમે નાબુદ થઇ જશે.

**(૩) બેન્જામીન ફ્રેન્કલીનની આગળ જણાવેલી પદ્ધતિને અનુસરવાથી ઘણો લાભ થવાનો સંભવ છે.** (જૂઓ પૃષ્ટ. ૧૨૨.) * * * * *

* * * * * * * *

## વાદપ્રિયતા—વિસંવાદ

આ દુર્ગુણ આપણે ન માનતા હોઇએ એવી દલીલો આપી વાદ કરવામાં અથવા જે બાબત સિદ્ધ ન થઇ શકે એવી હોય તેના પર વાદવિવાદ કરવામાં સમાયલો છે. વાદપ્રિય સ્વભાવ ભક્તિથી ઘણો વિરૂદ્ધ દિશાવાળો છે. હૃદયની લાગણીની નાજુકતાનો

નાશ થઇ મન તદ્દન ભ્રમિત થાય છે. પ્રભુના પરમભક્ત રામાનંદ-રાય વિવાદથી પ્રભુને પ્રાપ્ત કરવાને મથનાર અને પ્રેમથી તેને વશ કરી લેનાર ભક્ત વચ્ચે નીચે પ્રમાણે ભેદ પાડે છે;

"સ્વાદેન્દ્રિયની ખામીવાળો કાગડો લીંબોળીનાં કડવાં ફળમાં ચાંચો મારે છે, પરંતુ કોયલ આંબાનો મ્હોર ભક્ષણ કરે છે. બિચારા વાદપ્રિય માણસ અને શ્રદ્ધાવાન ભક્ત વચ્ચે પણ આવોજ ફેર છે." એક બીજા વૈષ્ણવ કવિએ કહ્યું છે કે, "ભક્તિથી શ્રીકૃષ્ણ આકર્ષાય છે, પણ વાદવિવાદથી પ્રભુ પોતાની જાતને સો કોસ દૂર રાખે છે." વાદવિવાદથી પ્રભુ કદી પ્રાપ્ત થતો નથી કારણ કે પ્રભુ મનુષ્યના મનથી પણ પર છે. વેદમાં પણ કહ્યું છે કે, "પ્રભુ મનથી અગ્રાહ્ય છે." કઠોપનિષદમાં કહ્યું છે કે, "'પ્રભુ છે' એટલું કહેવા ઉપરાંત બીજી કઇ રીતથી તેને સમજી શકાય તેમ છે?"

મનુષ્યની સમજશક્તિથી પણ પર એવા વિષયો ઉપર વાદ-વિવાદ કરી ગાંડા થઇ જનાર માણસો પણ મળી આવે છે. મહાન્ કવિ મીલ્ટન શેતાનના સાથીઓ અર્થ વગરના ઝીણવટવાળા વાદ-વિવાદ કરવામાં રોકાયલા હતા એમ બતાવી વાદવિવાદની નિરર્થકતા બતાવે છે. તે લોકો વાદવિવાદની ભૂલભૂલામણીમાં ભુલા પડી ગયા હતા. વળી નારદ ૠષિ પણ ભક્તિસૂત્રમાં કહે છે; "નિરર્થકવાદમાં સમય વૃથા ગાળો નહિ." આપણામાં ઘણા મળી આવે છે કે જેમનાથી આવા વાદવિવાદમાં ઉતરી પડયા શિવાય રહેવાતું નથી. કલકત્તામાં આવેલાં વિદ્યાર્થીગૃહોમાં આ ટેવ ખાસ કરીને વધારે જોવામાં આવે છે, અને તેની અસર પણ વિદ્યાર્થીઓ પર ઘણી માઠી થાય છે. આવો વાદવિવાદ જ્યાં ઉપસ્થિત થવાનું

**નક્કી હોય ત્યાંથી ઉઠીને ચાલ્યા જવું એ તેને અટકાવવાનો સારો ઉપાય છે.**

વળી **સંગીત, પ્રભુનામકીર્તન, ધર્મપુસ્તકોનો અભ્યાસ અને ધર્મના વિષય ઉપર ચર્ચા કરવા હૃદય શુદ્ધ લાગણીઓથી ભરપૂર થાય છે અને વાહપ્રિયતા ઓછી થાય છે.**

* * * * * * *

* * * * * * *

## ધાર્મિક દંભ–ડોળ.

આ દુર્ગુણ આપણામાં ઘણો પ્રસરેલો છે. આપણે હમેશાં ધાર્મિકતાનો દેખાવ કરવાને ઘણા આતુર હોઇએ છીએ. એક ભક્ત તરીકે અથવા પવિત્ર માણસ તરીકે ગણાવાની ઉગ્ર ઇચ્છા આપણામાંના ઘણાખરામાં હાજર હોય છેજ. એ દંભને લીધે ખરી ધર્મની લાગણી હમેશાં ઓછી થાય છે. **આ દુર્ગુણનો અટકાવ ખોટો દેખાવ કરવાથી થાય છે.** બાબુ કેશવચંદ્ર સેને બ્રહ્મસમાજના અનુયાયિઓને આ વિષય ઉપર ઘણીજ ઉત્તમ સલાહ આપી હતી; "આ જગતમાં દંભી લોકો કાળું અંતઃકરણ ઉજ્જ્વલ દેખાવ કરી તેની તળે ઢાંકે છે. પ્રભુના ભક્તો ! **તમે તમારૂં ઉજ્જવલ હૃદય કાળા દેખાવમાં ઢાંકો. પ્રભુના પ્રેમરૂપી અમૃત તમારા આત્મામાં ઢાંકી રાખો.** તમારૂં શરીર કે અંતર શુદ્ધ કરવા માટે જો તમે ઉપવાસ કર્યો હોય તો લોકોને તે જણાય નહિ તેટલા માટે થોડું પણ ખાવાનું રાખો. **કદી પણ પવિત્ર મનુષ્ય તરીકે ઓળખાવાનો પ્રયત્ન કરો નહિ.** પવિત્રતાના યત્કિંચિત્ ભાસથી પણ લોકો તમને બુદ્ધ ભગવાનના જેવા મહાયોગી અથવા જીસસ

ક્રાઈસ્ટના જેવા દયાર્દ્ર હૃદયવાળા અથવા શ્રી ચૈતન્યના જેવા પરમ ભક્ત માનશે. માણસમાં વિરાગનો છાંટો પણ ન હોય છતાં જો તે એક ભગવો વીંટાળી ફરવા માંડશે તો લોકો તેને પગે પડશે અને તેણે પ્રભુપ્રાપ્તિને માટે જગતનાં બધાં સુખોનો ત્યાગ કર્યો છે એમ માનશે; કારણ કે જેની પાસે એક ફૂટી બદામ પણ ન હોય તેવા માણસને લક્ષાધિપતિ કહેવાની ટેવ ઘણા માણસોને હોય છે. નિંદા કે સ્તુતિની તમે બીલકુલ પરવા કરો નહિ. ધર્મને માટે–પ્રભુપ્રાપ્તિ માટે–તમારે ગમે તેટલું સહન કરવું પડે છતાં કોઇ પણ માણસને તે કહી સંભળાવો નહિ. જો તમે ઉપવાસ કર્યો હોય તો ઘરમાં રહો એટલે લોકો જાણે નહિ કે તમે ઉપવાસી છો. એકાદ દિવસ આપણે આપણી રસોઇ જાતે બનાવી લઇએ છીએ અથવા એકાદ ફળનો આહાર કરતા નથી એટલામાં તો બીજે દિવસે વાત બધે ફેલાઇ જાય છે, અને વર્તમાનપત્રોમાં પણ છપાઇ જાય છે, અને કેવાં વખાણો આપણા ઉપર વર્ષાવવામાં આવે છે! પ્રભુના સાચા ભકતો! આવાં ખોટાં વખાણોથી ભરમાતા નહિ! તમારા સમક્ષ આવા શબ્દો ઉચ્ચારાતા હોય તો તમારા કર્ણો બંધ કરો. ધર્મ અને સદ્‌ગુણના આચરણમાં દંભનો ઉપયોગ કરો. બાહ્ય દેખાવ કરીને પ્રશંસા મળવાની ઇચ્છા કદી પણ કરો નહિ, કારણ કે બાહ્ય દેખાવ–દંભથી તમારા આત્માને તેમજ જગતને નુકશાન થાય છે.”

**જીસસ ક્રાઇસ્ટ પણ ધાર્મિક બાબતમાં દંભનો ઉપયોગ પુણ્ય ઢાંકવામાં કરવાનો ઉપદેશ પોતાના શિષ્યોને કરતો.** તે પોતાના શિષ્યોને ઉપવાસ કરવા કહેતો, ગરીબોને દાન આપવા ફરમાવતો પણ લોકોને તે જાણવા દેવાની મના કરતો. ઉપર કહે-

વામાં આવ્યું છે કે જે બાબત પોતાના હૃદયમાં રાખવાની છે તે લોકોને જણાવવાની ઇચ્છા કોઇપણ કરશેજ નહિ. જે માણસમાં પ્રભુ પ્રત્યે સત્ય પ્રેમ હોય તે માણસ બીજા લોકો આગળ તેની બડાશ કદી પણ મારશે નહિ. પ્રભુનો પ્રેમ તેના વિચારમાં, વાચામાં અને વર્તનમાંજ જણાય છે. પ્રભુ પ્રત્યેનો પ્રેમ અગ્નિની જ્યોતના જેવો છે. એક બંગાલી કવિતામાં કહ્યું છે કે, "ભક્ત તેનાં નેત્રો ઉપરથી પરખાઇ આવે છે." તે પોતે ઓળખાવાનો પ્રયત્ન કરતો નથી છતાં તે જણાઇ આવે છે. પોતે જણાઇ જવાની ધાસ્તીને લીધેજ સાધુ લોકો ત્રણ દિવસથી વધારે દિવસ એક સ્થળે રહેતા નથી. એક વખતે બારીસાલમાં એક સાધુ આવ્યો. થોડો વખત તો તે નદીને કિનારે રહ્યો અને લોકોને તે કોણ હતો તેની ખબર પણ પડી નહિ. તે સાધુ ઘેર ઘેર ગાતો ગાતો ફરતો હતો અને છોકરાંઓ તેને ગાંડો ગણીને એની મશ્કરી કરતાં હતાં. જ્યારે અમને એના ગુણ જણાયા ત્યારે તેણે ત્યાં રહેવાની સાફ ના પાડી, અને બે ત્રણ દિવસમાંજ તે ત્યાંથી ચાલી નીકળ્યો. જ્યારે તે જતો હતો ત્યારે કોઇએ તેને પૂછ્યું, "તમે શામાટે અહિંથી જાઓ છો ?" ત્યારે તેણે જવાબ આપ્યો કે, "અહિં ગરમી બહુ પડે છે." કારણકે લોકો તેના વિશે ઘણી ચર્ચા કરતા થયા હતા. સાચા સાધુઓ કદી પણ પોતાની જાતને રહેલાઇથી બ્હાર પાડતા નથી. "ખાલી ચણો ને વાગે ઘણો" એ આપણામાં ખરી કહેવત છે. જે લોકોમાં કાંઇ પણ કિંમત હોતી નથી તેઓજ દેખાવ કરવામાં આનંદ માને છે. તેમાં પણ **ભક્તિનો દંભ એ ખાલી હૃદયની નિશાની છે.** સંસ્કૃતમાં પણ કહ્યું છે, "ઉંડા જળમાં વાસ કરનારી રોહિત નામની માછલી પોતાની જાતનો દેખાવ દેતી નથી, પણ છાછરા પાણીમાં વસનારી માછલી

કૂદાકૂદ કરી પોતાની જાતને બહાર જણાવવાનો પ્રયત્ન કરે છે."

એક હિંદુ રાજકન્યા હતી તે શ્રી રામચંદ્રની ભક્તિ અનન્ય-હૃદયથી કરતી હતી; પણ તેનો પતિ રામનું નામ પણ લેતો નહિ. આ કારણથી તે રાજકન્યાને ઘણું લાગતું, અને અનેક વાર તેણીએ પોતાના પતિ પાસે રામનું નામ લેવડાવવાને પ્રયત્નો કર્યા હતા; પણ તે રાજા રામનું નામ લેવાની ના પાડતો. એક દિવસ પ્રભાતે તેણીએ રાજ્યના અમલદારને કહી મોકલાવ્યું કે, "આજે મારે મંગલ દિવસ છે પણ તેનું કારણ હું જણાવવા ઇચ્છતી નથી. આજે શહેરમાં બ્રાહ્મણોને ભોજન કરાવો, અને ભિક્ષુકોને દાન આપો, અને નગરને ચારે દરવાજે ચોઘડીયાં વગડાવો." આ પ્રમાણે આખા નગરમાં આનંદ ફેલાઇ રહ્યો પણ કોઇને તેનું કારણ ખબર નહોતું. જ્યારે રાજાને આ વાતની ખબર પડી ત્યારે તેને પણ તેનું કારણ ખબર નહોતું. અમલદાર પણ કાંઇ જવાબ આપી શક્યા નહિ. તેમણે તો "રાણી સાહેબનો હૂકમ છે" એટલુંજ જણાવ્યું. પછી રાજા રાણી પાસે ગયો અને તેણીને કારણ પૂછ્યું પણ તેણીએ કારણ જણાવવાની ના પાડી. છેવટે જ્યારે રાજાએ બહુજ આગ્રહ કર્યો ત્યારે તેણીએ કહ્યું, "આજે મારૂં હૃદય આનંદથી કેવું પૂર્ણ છે તે તમને ખબર નથી. છેવટે મારે જે જોઇતું હતું તે મને મળ્યું. તમે મને માગવા છતાં પણ આપ્યું નહોતું તે છેવટે એમને એમ તમે આપ્યું. કારણ ગઇ કાલે રાત્રે નિદ્રામાં તમે શ્રી રામનું પવિત્ર નામ બોલી ગયા અને તે પણ એકવાર નહિ પણ ઘણીવાર! તેથી કરીને મેં આજે ગામમાં ઉત્સવ કરાવ્યો છે." પોતાની રાણી તરફ ટગર ટગર જોઇને રાજા બોલ્યો, "કયું નામ હું બોલ્યો? જરા ફરીને કહે તો?" રાણીએ કહ્યું, "રામ." તે રાજા બોલી

ઉઠયો, "અહો ! આટલો બધો સમય મારા હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં સાચવી રાખેલો ખજાનો છેવટે બ્હાર પડયો !" એમ બોલતાં તે બેભાન થઇ ધરતી પર પડી ગયો. રાણી તો આ સાંભળી સ્તબ્ધ જ થઇ ગઇ; કારણકે પોતાનો પતિ આવો સાધુ છે એવી તેને ખબરજ નહોતી !

શ્રી રામકૃષ્ણ પરમહંસ કહેતા કે, "ઓ મારા આત્મા ! તારા હૃદયમાં શ્યામાને ખૂબ સાચવીને રાખ ! મારા અને તારા શિવાય બીજા કોઇને પણ જણાવા દેતો નહિ."

હાફિઝ કહે છે કે, "તારા હૃદયના ઇશને લઇને એક એકાન્ત ખૂણામાં જા અને ત્યાં આગળ તેનાં ચુંબનો લે."

સાચો ભક્ત પોતાની ભક્તિનાં બણગાં કદી પણ ફૂંકવા ઇચ્છતો નથી. તે પોતાના પ્રભુ સાથે પોતાના હૃદયના ઉંડામાં ઉંડા એકાન્તમાં જાય છે અને ત્યાં ઉભરાતા હૃદયથી બોલી ઉઠે છે; "ઓ પ્રભુ ! તારી સાથે મારા દિવસો અને રાત્રિઓ ગાળવાની મને કેવી ઇચ્છા થાય છે ! અને મનુષ્યની દૃષ્ટિથી તને સંતાડી મારા હૃદયમાં છૂપી કોટડીમાં રાખું તો કેવું સારૂં ?"

ધર્મમાં દંભ ન કરવો એ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે બીલકુલ ધાર્મિક ચર્ચા થવી જોઇએ નહિ. ઉપર જણાવેલા રાજાની પેઠે જેનું હૃદય પ્રભુપ્રેમથી પૂર્ણ ન હોય તેવા માણસને માટે તો ધાર્મિક ચર્ચા ઘણીજ અગત્યની છે કારણકે તેમ કરવાથી જુસ્સો નરમ પડતો નથી; પણ તે વિવાદોમાં આપણી ધાર્મિક લાગણીઓનો દેખાવ કરવાની ઉત્કંઠાથી વેગળા રહેવું.



## પ્રકરણ ૧૫ મું.

### ભક્તિના માર્ગમાં અંતરાયો દૂર કરવાના ખાસ ઉપાયો. ( ચાલુ ).

### નૈતિક નામર્દાઇ–નિર્બળતા.



આ અંતરાયોનું પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં ભક્તિના માર્ગમાં રહેલા એક અંતરાયને વિષે થોડું કહેવું જરૂરનું છે. નૈતિક નિર્બલતાને લીધેજ આપણે ખરી વાત કરતા અટકી જઇએ છીએ અને આપણામાંથી બધી મર્દાઇ જતી રહે છે. બાયલાપણાને લીધે માણુસો કેવી મૂર્ખામીને પણ માન આપે છે તે નીચે આપેલી એક માસ્તરની વાત ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે.

આ વાત આપણા શહેરમાં આવેલા એક માસ્તર વિશે છે એટલે બનેલી વાત છે. આ માસ્તર " લોકો મારા વિશે શું ધારશે ? " એવી સતત બીકથી ઘણોજ ત્રાસ પામતો હતો. એક

દિવસ તે પોતાના કુવામાંથી પાણી ખેંચતો હતો એટલામાં તેના કેટલાક મિત્રો તેને મળવાને આવ્યા. તેઓ તેની પાસે આવી પહોંચ્યા અને તેમણે પૂછ્યું કે, "તમે શું કરો છો?" ત્યારે તે માસ્તરે પોતાના હાથમાંનું દોરડું ધીરે રહીને ઘડા સાથે કુવામાં જવા દીધું અને ઉત્તર આપ્યો કે, "હું તો કુવાની ઉંડાઇ જોવાને માટે અંદર નજર કરતો હતો." તેના મનમાં એમ વિચાર આવ્યો કે આ લોકો મારે ત્યાં ચાકર નથી એમ ધારશે તો તે મને કેટલું શરમ ભર્યું દેખાય? આ પ્રમાણે પોતાની નાહિંમતથી બિચારા માસ્તરે પોતાનો ઘડો ગુમાવ્યો. આપણામાંના ઘણાખરા લોકો પણ એજ પ્રમાણે વિચારે છે અને વર્તે છે. લોકોની ટીકાથી બ્હીને આપણે કેટલીએ વાર આપણી આધ્યાત્મિક ઉન્નતિની આશાને તિલાંજલિ આપીએ છીએ? આપણને પ્રાર્થના કરવાનું કે ધ્યાનમાં બેસવાનું મન થાય છે, પણ કોઇ આપણને ટાણો મારશે અથવા આપણને ચ્હીડવશે એવો વિચાર આવતાંજ આપણે તે વિચાર એકદમ પડતો મૂકીએ છીએ.

પ્રમાણિકપણું જાળવવા માટે ઘણીવાર આ જગતમાં ઘણું ખમવું પડે છે. એક યુવાન માણસ સરકારી નોકરીને માટે ઉમેદવાર હતો અને જ્યારે તેની ઉમ્મર પૂછવામાં આવી ત્યારે તેણે છવ્વીસ વર્ષ કહ્યાં. તેને સારી રીતે ખબર હતી કે સરકારી નોકરીને માટે પચ્ચીશ વર્ષની વયજ લાયક ગણાય છે. મારા કેટલાક મિત્રોએ તેને પોતાની ખરી ઉમ્મર જણાવવાને માટે મૂર્ખમાં ગણી કાઢ્યો; કારણ કે તેણે અસત્ય કહ્યું હોત તો તે પણ ચાલત. પણ જે લોકો માણસના કરતાં પ્રભુથી વધારે બ્હીએ છે તેમણે આવી આવી ટીકાઓ ખમવાને તૈયાર રહેવું જોઇએ. જે લોકો સુધાર-

ણનું મહાન્ કાર્ય પોતાના શિર ઉપર લે છે તેઓને કેટલાં દુઃખો સહન કરવાં પડે છે તેનો ખ્યાલ જગતના મહાપુરૂષોનાં જીંદગીવૃત્તાંતો ઉપરથી જણાશે.

જીસસ ક્રાઇસ્ટે પાપની સામે ઝુંડો ઉઠાવ્યો અને પરમેશ્વરના નિયમો મનુષ્યોને જણાવ્યા પણ માણસોએ તેને ક્રૉસના ઉપર ફાંસી દીધી. આજે પણ આપણામાં એવા લોકો છે કે જેઓ શ્રી ચૈતન્યદેવને ઢોંગી અથવા ખરાબ ચાલનો માણુસ ગણીને ગાળો દે છે. અને માતા પિતા પણ પોતાના પુત્રને સન્માર્ગે જતાં અટકાવવાને પ્રયત્ન કરતાં જણાયાં છે.

જે લોકો ખરેખરી ભક્તિ કરે છે તેઓ પ્રભુપર અચળ શ્રદ્ધા રાખે છે, અને ગમે તેવી મુસ્કેલી તેમના માર્ગમાં આવે તોપણ ચલિત થતા નથી. જે લોકોએ સદ્વર્તન અને સત્યની પ્રતિષ્ઠા જાળવવાને માટે પોતાનું જીવનસર્વસ્વ અર્પણ કરી દુષ્ટ લોકોને હાથે અનેક દુઃખો સહન કર્યાં છે તેમની સ્મૃતિ કેવી પવિત્ર છે ! જો તે મહાન્ પુરૂષોનાં પગલાં અનુસરવાં હોય તો તમારે માત્ર વિરૂદ્ધ ટીકા ખમવી પડશે એટલુંજ નહિ પણ તમારૂં જીવન પણ જોખમમાં નાંખવાને તત્પર થવું પડશે. બંગાલી ભકતકવિ રામપ્રસાદ કહે છે, " કાલીના ગુણ ગાઓ. લોકો કહેશે કે ' આ તો ગાંડો થઇ ગયો છે ' પણ તેથી શું ?"

ખરા ભકતનો આજ જુસ્સો હોય છે. વિરૂદ્ધ ટીકાઓ થાય તેમાં બ્હીવાનું શું છે ? આપણા જીવનનો ઉચ્ચતમ આદેશ શું આપણે ફકત ખરાબ–નઠારી જીભને માટે છોડી દઇશું ? જે માણુસ પ્રભુની સંગતિ ચ્હાય છે તે, લોકો પોતાને વિશે શું કહે છે તેની કાળજી કરશે ખરો કે ? એક ભક્ત આનંદના ઉભરામાં આવી

બોલી ઉઠે કે, " હું તારી જોડે પ્રેમમાં પડેલો છું. લોકો આપણી નિંદા કરે છે. તેઓ છોને ગમે તેમ કહે પણ આપણે જે કરીએ છીએ તે ખરૂં છે."

જ્યારે રાધાને જણાયું કે તેની નણંદ કૃષ્ણ અને રાધાની ગાઢ મિત્રતા વિષે ટીકા કરતી હતી ત્યારે તેણી તે સહન કરી શકી નહિ અને બોલી ઉઠી, " જા ! જઇને આખા ગામમાં ઢંઢેરો પીટાવ કે હું કૃષ્ણ જોડે પ્રેમમાં છું."

આવાજ જુસ્સાથી ભક્તિના માર્ગમાં જવાનું છે. **ભલે લોકો તમને ગાંડા કહે, મૂર્ખ કહે, સ્વાર્થી કહે, તમારા તરફ ધૂળ નાંખે અને બીજી ફાવે તેટલી રીતે તમને સતાવે પણ તમારા માર્ગમાંથી એક રજ પણ ચસતા નહિ.**

૧. **આ નૈતિક નિર્બળતાને લીધે તમારા પર તથા સમાજપર થતી માઠી અસરનો વિચાર કરો.** આપણી કચેરીઓમાં વીસ રૂપિયાના પગાર પર નોકરી કરતા માણસનું ઉદાહરણ લો. તે માણસ પોતાનું શાક પણ પોતે બજારમાંથી લાવતાં શરમાય છે; કારણકે તેમ કરવાથી 'હું લોકોની નજરે પડીશ' એમ તે ધારે છે. એટલે તે એક ચાકર રાખે છે. તેમ કરતાં તેને કમમાં કમ રૂ. ૮ વધારે લાગે છે; અને ફક્ત બાર રૂપરડીમાં તે પોતાના કુટુંબનું પોષણ કેવી રીતે કરી શકે વારૂ! આમ હોવાથી જ્યારે જ્યારે કોઇ અસીલ કામ સારૂ તેની પાસે જાય છે ત્યારે ત્યારે તે લાંચ લેવાને લલચાય છે. કોઇવાર તે લાંચને તપાસણીની ફી, કોઇવાર ફાઇલીંગ ફી, કોઇવાર નજર અને આજકાલ તો તેને તે 'ટિપ' નું પ્રમાણિક નામ લગાડે છે. જે લોકો આ પ્રમાણે લાંચ લેવામાં ટેવાયા હોય છે તેઓ કહે છે કે, " સાહેબ ! એમાં અમારો શો

વાંક છે ? હું મ્હોટા શ્રીમંત કુળમાં જન્મેલો છું એટલે મ્હારાથી એક ચાકરનું કામ જાતે કેવી રીતે કરી શકાય ? હું જો ચાકર ના રાખું તો લોકો મારા વિશે શું કહે ? અને જો હું ચાકર રાખું તો પછી લાંચ લીધા વગર આટલા ટૂંકા પગારમાં મારૂં પોષણ કેમ કરીને થાય ?" આવા ગૃહસ્થોની હુંશિયારી દરેક માણસ વખાણ્યા વગર નહિ રહે ! કારણ કે તેઓ લોકાપવાદના ભયને લીધે પોતાના આત્માની આહુતિ આપે છે.

આપણી નૈતિક નિર્બળતાને લીધે આપણે ઘણીવાર બીભત્સ મઝાઓમાં ભાગ લઇએ છીએ. આપણા પાડોશીને ત્યાં રાંડનો નાચ હોય ત્યારે આપણે વિચારમાં પડીએ છીએ કે, "મારાથી આજે નાચમાં ગેરહાજર કેવી રીતે રહેવાય ? મારી જાતના બીજા લોકો મારે વિશે શું ધારશે ?" અને જાહેર રીતે આવા જલસાઓમાં હાજર રહેવું સારૂં નથી એમ કેટલીએ વાર જણાવ્યા છતાં આપણે જવું પડે છે. કારણ કે જે મિત્રને ઘેર જલસો છે તેણે પોતાને ઘેર આવવાનું આમંત્રણ આપેલું છે તો પછી તેને ના કેમ કહેવાય ? ઘણા લોકો બાળલગ્નના સિદ્ધાંતથી વિરૂદ્ધ હોય છે, છતાં પોતાનાં છોકરાંઓને બાલ્યાવસ્થામાંજ પરણાવે છે, કારણ કે કદાચ લોકો તેમની નિંદા કરે ! પહેલી બાબતમાં, એટલે નાચમાં જવાથી તમે પાપમાં ભાગ લોછો અને તમારૂં હૃદય અપવિત્ર કરો છો; અને બીજી બાબતમાં, બાળલગ્નથી છોકરાંઓને અનહદ નુકશાન કરો છો અને તે પણ લોકો શું કહેશે તેની બીકે ! આ પ્રમાણે આપણી જાતને તેમજ સમાજને નુકશાન થવાનાં ઘણાં ઉદાહરણો આપી શકાય !

(૨) મહાપુરૂષોના જીવનોના ઇતિહાસ ઉપરથી તમને જણાશે કે તેઓ જે સત્ય માનતા તેનેજ વળગી રહેતા અને બીજા

લોકો શું કહે છે તેની જરાપણ પરવા કરતા નહિ. આ વાતની તમને જેમ જેમ વધારે ખાત્રી થતી જશે તેમ તેમ તમારી દુર્બલતા દૂર થશે. માટે એવા **મહા પુરૂષોના જીવનનો અભ્યાસ કરવો જોઇએ.**

(૩) ઘણો સમય વિરૂદ્ધ પક્ષમાં રહીને પાછળથી સત્યની બાજુએ આવી મળેલાના ઘણા દાખલાઓ ટાંકી શકાય તેમ છે. **સત્ય અને સદાચાર અંતે જય પામેજ છે.** મેં સારા માણસોના કટ્ટા શત્રુઓને તેમનાં વખાણ કરનારા થતાં જોયા છે. ઉમર જે મહમદનો શત્રુ હતો તેજ પાછળથી તેનો સહાયક થયો હતો. અને જગતમાં ઘણીવાર એવું બની આવે છે. પ્રત્યેક સુધારાનો ઇતિહાસ વાંચશો તો જણાશે કે જે પિતાઓ ધિઃક્કાર કરતા હતા તેમનાજ પુત્રો તેજ સુધારાના ચુસ્ત હિમાયતીઓ થયેલા જણાશે. માટે **જે લોકો તમારી નિંદા કરે છે તે લોકો સમય જતાં તમારા મતને મળતા થશે.**

ધારો કે કદાચ કોઇ પણ માણસ તમારા મતને મળતો ન આવે, તો પણ શું ? જે કોઇ સત્ય છે તેની મંજુરી પ્રભુ તરફથી મળે છે. ત્રાજવાની એક બાજુએ પ્રભુને મૂકો, બીજી બાજુએ જગતના લાભો મૂકોઃ—એમાંથી કઇ બાજુ નમે છે ? તમે કઇ બાજુ પસંદ કરો છો ? * * * * *

* * * * * * *

* * * * * * *

ભક્તિના માર્ગમાં આવતા અંતરાયો અને તેમને દૂર કરવાના ઉપાયો પણ બતાવવામાં આવ્યા છે. **મનનેજ કાબુમાં લાવવાની જરૂર છે.** મન એજ પાપનું ઘર છે અને મન એજ દુર્ગુણોને

ઉખાડી નાંખવાને સમર્થ છે. યોગવાશિષ્ઠમાં શ્રીવશિષ્ઠૠષિ રામચંદ્રને ઉપદેશ આપે છે,—" મન એજ પોતાનો નિરોધ કરવાને સમર્થ છે. હે રામ ! જે માણસ પોતે રાજા નથી તે બીજા રાજાઓને કેવી રીતે જીતી શકે ? "

જે વિકારો નીચગામી હોય છે તેમને ઉચ્ચગામી કરી ઉન્નત શ્રેય સાધવામાં પરોવવા જોઇએ. **બાહ્ય સુખોમાં આનંદ માનનાર ઇન્દ્રિયોને વિચારના બળથી અંતર તરફ વાળી અંતરના અંતરાયો દૂર કરવા જોઇએ.** દક્ષમાં કહ્યું છે, " બાહ્ય ચરતી ભટકતી ઇન્દ્રિયોને અંતરમાં મન તરફ વાળવી જોઇએ, અને મનને આત્મા તરફ વાળવું જોઇએ. અને સર્વ ઇન્દ્રિયોની બેડીઓથી સ્વતંત્ર આત્માને બ્રહ્મ તરફ વાળવો જોઇએ. આજ જ્ઞાન પ્રાપ્તિનો રસ્તો છે. બાકીનું બધું પુસ્તકોનો વિસ્તાર કરવા માટે છે. "

શ્રીભગવદ્‌ગીતામાં અર્જુનને શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, "જે પ્રમાણે કાચબો પોતાની ઇન્દ્રિયો સર્વ બાજુએથી અંદર સમેટી લે છે તેજ પ્રમાણે જે માણસ ઇન્દ્રિયોના વિષયોમાંથી પોતાની ઇન્દ્રિયો ખેંચી લઇ શકે છે તેજ સ્થિર બુદ્ધિવાળો ગણાય. "

આ પરથી કોઇએ એમ ન ધારવું કે બધાં કર્મોનો ત્યાગ કરવો જોઇએ. ઇન્દ્રિયોને અંતરમાં રહેલા આત્માની સેવામાં લગાડવી જોઇએ.

" જે માણસ પોતાનાં સર્વ કર્મો બ્રહ્મને અર્પણ કરીને, સંગનો ત્યાગ કરીને કાર્યો કરે છે તે જળમાં વસતા કમળની પેઠે પાપથી બંધાતો નથી."

છેવટે, એકજ વાત કહેવાની બાકી રહે છે. ઉપર ગણાવેલા દુર્ગુણો કેટલીકવાર સદ્‌ગુણના રૂપમાં જણાય છે.

**શેતાન કોઈ કોઈ વાર સાધુનો વેશ લઈ કાનમાં પાપમંત્ર ફૂંકે છે. એ પાપથી આપણે હમેશાં ઘણાજ સાવધ રહેવાની જરૂર છે.** કોઇ એક માણુસ પોતે પાપ કરે છે અને તેને માટે તેના મનમાં પશ્ચાત્તાપ થતો નથી. તમે તેવા માણુસનાં વર્તન સામે તમારો અવાજ ઉઠાવવાની તમારી ફરજ જાણો છો. પણ એટલામાં તમારા હૃદયમાં એમ થાય છે કે, "હશે! એને માફી આપો! એ એને રસ્તે ભલે જાય. એવી વાતો તો રોજની છે; એમ રોજ કરવા જઇએ તો પત્તો ક્યાં લાગે?" આ પ્રમાણે વિચાર કરનાર માણુસ પોતે ક્ષમાનો ગુણ આચરે છે એમ ધારતો હોય તો તેની મ્હોટી ભૂલ છે. આતો પુણ્યને વેષે પાપજ આપણામાં આવે છે એમ નક્કી જાણવું. વળી કોઇ એક માણુસ મુશ્કેલીમાં છે. તમારી ખાત્રી છે કે એવા માણુસને જે કાંઇ દાન કરવામાં આવશે તે જરૂર ખરાબ ટેવોને સંતોષવામાં તે ઉડાવી દેશે. છતાં જો આપણે તેવા માણુસને પૈસા આપીએ તો આપણને પાપ પુણ્યનો વેષ લઈ છેતરે છે એમ જરૂર જાણવું. વળી ઘણીવાર આપણે વિષયવાસના કે ક્રોધને તાબે થઈએ છીએ અને પછી આપણે સંતોષ માનીએ છીએ કે, "કાંઇ નહિ; આપણું વર્તન સંજોગોને તદ્દન અનુકૂળ હતું: એમાં કાંઇ આપણે દુર્ગુણને વશ થયા નથી" આ સમયે પણ આપણને શેતાન સાધુને રૂપે છેતરે છે એ જરૂર જાણવું. આવા ઘણા પ્રસંગો જીવનમાં આવે છે. **આપણું હૃદય મલિન કરવાને અવનવા ઉપાયો અને સ્વરૂપો શેતાન રચે તેની સામે થવાને આપણા હૃદયની આસપાસ સખ્ત પહેરો મૂકવાની જરૂર છે.**



# પ્રકરણ ૧૬ મું.

## ભક્તિના માર્ગમાં સહાય.



હવે આપણે ભક્તિ પ્રાપ્ત કરવા માટે કયાં કયાં પગલાં લેવાં જોઇએ તેનો વિચાર કરીએ. જે માણસને ભક્તિ સ્વાભાવિક રીતે આપોઆપજ મળેલી છે તેને બાહ્ય સહાયની જરૂર નથી, કારણ કે " જ્યારે દક્ષિણ દિશાના ઠંડા મધુર પવનની લ્હેર આવતી હોય, ત્યારે પછી પંખાની શી જરૂર ? "

પરંતુ જેમનામાં હજુ ભક્તિનું સ્ફુરણ થયું નથી, તેમણે જીજ્ઞાસુ, અર્થાર્થી કે આર્ત ભક્ત થવાને પ્રયત્ન કરવો જોઇએ. શાંડિલ્ય ઋષિ કહે છે કે, " પાપીમાં પાપી માણસને પણ આર્ત ભક્ત થવાનો હક છે. " છેલ્લે પગથીએથી શરૂ કરીને પણ પહેલે પગથીએ પહોંચી શકાય છે ખરૂં, પરંતુ જેનામાં પહેલેથીજ શુદ્ધ નિષ્કામ ભક્તિનાં બીજ માલૂમ પડે છે, તેને ખરેખર ભાગ્યવાન જાણવો.

કોઇને એમ શંકા થશે કે પ્રયત્ન કરવાથી તે વળી આર્ત, જીજ્ઞાસુ કે અર્થાર્થી ભક્ત થવાય ખરૂં કે ? પરંતુ એટલું જરૂર યાદ રાખવું કે આપણા પર પડતી વિપત્તિઓ આપણને જરૂર આર્ત બનાવશે. જીજ્ઞાસા તો માણસને સ્વાભાવિક છે. અને જ્યારે માણસને કોઇ વસ્તુની ભીડ જણાય છે ત્યારે તે અર્થાર્થી થાય છે. પરંતુ મુખ્ય વાંધો તો એજ છે કે માણસને "હું વિપત્તિમાં છું," અથવા તો "અઘોર પાપમાં ડૂબેલો છું," એવું ભાન ભાગ્યેજ થાય છે. જીજ્ઞાસા તો મનુષ્યમાં હોય છે, પણ તે સત્ય જ્ઞાન અને આત્માને શાંતિ આપે એવી જીજ્ઞાસા ક્યાં હોય છે ? પ્રભુ વિષેનાં વચનામૃતો અને ધર્મનાં સત્ય સિદ્ધાંતો જાણવાને આતુર હોય એવા આપણામાંથી કેટલા મળી આવશે ? મનુષ્યોમાંથી ઘણાખરા તો "હું કમાયો ?" "મારે વિષે ફલાણો આમ સારૂં બોલ્યો અને ઢીંકણો તેમ ખરાબ બોલ્યો," "મારી સ્ત્રી અને મારાં બાલ બચ્ચાં કેવી સ્થિતિમાં છે ?" એ વગેરે જાણવાને વધારે આતુર રહે છે; પણ તેમને "પ્રભુના શા શા ગુણો છે ?" "તેની અને આપણી વચ્ચે શો સંબંધ છે ?" "કયે માર્ગે મોક્ષ પ્રાપ્તિ થાય ?" વગેરે પ્રશ્નોના ખુલાસા કરવાની ઇંતેજારી ઓછીજ હોય છે.

અર્થાર્થી ભક્ત વિશે એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. ઘણાંખરાં માણસો તો માગી માગીને "હે પ્રભુ મને પુત્ર આપ ! હે ઇશ્વર ! મને પૈસો આપ ! મને સારૂં નશીબ આપ !" એવું માગે છે. અરે ! આ વસ્તુઓ પણ આપણે ખરા અંતઃકરણપૂર્વક ક્યાં માગીએ છીએ ? શું આપણે એમ પણ ખાત્રીથી માનીએ છીએ ખરા કે ઇશ્વર આપણી પ્રાર્થના સાંભળે છે. ?

આ ત્રણે પ્રકારમાંથી કોઇ પણ એક પ્રકારની **ભક્તિ મેળ-**

**વવાને આત્મપરીક્ષાનો માર્ગ ઘણો સુગમ છે.** રોજ આપણે આત્મપરીક્ષા કરી આપણા દિવસો કેમ વ્યતીત થાય છે, આપણે કેટલાં શુભાશુભ કર્મો કર્યાં, પાપ સાથે યુદ્ધમાં આપણે કેટલો વિજય મેળવ્યો, વગેરેનો વિચાર કરવાથી આપણી ગંભીર સ્થિતિ આપણને ઝટ માલૂમ પડી આવશે. મનુષ્ય એ આખી સૃષ્ટિમાં સૌથી વધારે દુઃખી અને મૂર્ખમાં મૂર્ખ પ્રાણી છે, કારણ કે એવું તે કયું પ્રાણી હોય કે જે અગ્નિથી પોતે બળી જવાની પોતાને ખાત્રી હોવા છતાં મનુષ્યની પેઠે પોતાની જાતનેજ તે અગ્નિમાં હોમે ?

"પતંગીયું અગ્નિમાં ઝંપલાવે છે, કારણ કે અગ્નિમાં બળી મરતાં પહેલાં શી શી યાતનાઓ થાય છે તે તેને માલૂમ નથી. વળી માછલીને પોતાને ખાવાના ગલમાંજ પોતાનું મૃત્યુ છૂપાઇ રહ્યું છે તેની ખબર નથી, તેથી તે ગલ ખાવાને ધસે છે; પરંતુ અફસોસ કે ભોગના પદાર્થો અતિ હાનિકારક છે અને પરિણામે નાશકારક છે, એવી ખાત્રી હોવા છતાં પણ મનુષ્ય તેમનો ત્યાગ કરતો નથી. અહો ! મોહની કેવી અકળ–ગહન–શક્તિ !" ( શાંતિશતક. શ્લો. ૭ )

આપણા ભોગવિલાસ અને તેના પદાર્થો કેવા ક્ષણિક છે ? અને આપણે આપણી કેટલી ઇન્દ્રિયોને સંતોષી છે ? અહો ! ચક્ષુ, કર્ણ, નાસિકા, સ્પર્શ અને જીવ્હા એ બધી ઇન્દ્રિયોમાંથી દરેકને સંતોષવાને પ્રયત્ન કરવામાં આપણે ખામી રાખીએ છીએ ખરા કે ? છતાં પણ તેનું પરિણામ આખરે શું આવે છે ? ઇન્દ્રિયજન્ય સુખોનો ઉપભોગ કરવાથી આપણી શી સ્થિતિ થઈ છે તેનો આપણે વિચાર પણ કરીએ છીએ ખરા કે ? આપણે જન્મ્યા ત્યારે કેવા નિર્દોષ અને સુખી હતા, અને હાલમાં આપણી શી સ્થિતિ થઇ

છે ? આપણી અધોગતિ કેવી ઉત્તરોત્તર અધિકાધિકજ થતી આવે છે ?

" મૃગ, હસ્તિ, પતંગ, ભ્રમર અને મત્સ્ય તેઓ માત્ર એકજ ઇન્દ્રિયના ભોગને માટે પોતાની જીંદગી ખુવાર કરે છે, તો પછી પાંચે ઇન્દ્રિયોને એકી વખતે સંતોષવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય કેમ નાશ ન પામે ? "

આવેગ રૂપી અગ્નિને ભોગરૂપી ઇન્ધન આપીને મનુષ્ય પોતાનો સમૂળો નાશ કરે છે. પ્રત્યેક ઇન્દ્રિય આપણું સર્વસ્વ ખોવરાવે છે. આત્મપરીક્ષા કરવાથી ઇન્દ્રિયજન્ય ભોગોનાં દુઃખો બરાબર જે માણસે જાણ્યાં છે તે તો બોલી ઉઠશે કે, " પ્રભુ ! આ હમેશની ભૂખી મારી જીભડી મને એક બાજુથી ખેંચે છે, જનનેંદ્રિય મને બીજી તરફ ઘસડે છે, મારૂં પેટ મને ત્રીજેજ રસ્તે લઇ જાય છે, અને કર્ણ તથા નાસિકા જૂદી જૂદી બાજુઓમાં પ્રેરે છે. મને મારી ઇન્દ્રિઓ એક બીજીની શોક હોય તેમ દુઃખ આપે છે. "

એક બંગાલી કવિતામાં કહેલું છે કે, " મારી પાંચે ઇન્દ્રિયોના ઇચ્છિત પદાર્થો જૂદા જૂદા છે, તો પછી હું મારૂં ઘર કેવી રીતે સમાલું ? "

જે માણસ પોતાની આવી સ્થિતિ સમજે છે અને તેમાંથી છોડાવવાને પ્રભુને પ્રાર્થના કરે છે, તેજ ખરો આર્ત ભક્ત છે. અને આત્મપરીક્ષા કરવાથી તે ભક્તિમાં મદદ મળે છે.

આત્મપરીક્ષાથી માણસ જીજ્ઞાસુ ભક્ત પણ થાય છે. જો કોઇ માણસ એકાંતમાં બેસીને આત્મપરીક્ષા કરે તો તેને " હું કોણ છું ? " " હું ક્યાંથી અને શા માટે આવ્યો છું ? " " મને કોણે મોકલ્યો છે ? " " તેને તથા મારે શો સંબંધ છે ? " "મારાં માતા પિતા કોણ ? તેઓ મને આટલા બધા વ્હાલથી

શા માટે ચાહે છે ?" "આ દુનિયામાં આટલા બધા મિત્રો મને કોણે આપ્યા ?" "અગ્નિ ઉષ્ણતાજ શા માટે આપે છે ?" અને "વાયુ શીતળ કેમ લાગે છે ?" આવા આવા અનેક પ્રશ્નો ઉત્પન્ન થશે અને તે માણુસ સત્ય જ્ઞાન તરફ દોરાશે. ફક્ત અલ્પ સમયજ વિચાર કરવાથી પ્રત્યેક માણુસને માલૂમ પડશે કે આ અખિલ વિશ્વમાં પ્રેમમય એવી કોઇ સત્તા છે, અને તેના ઉપર જેમ વધારે વિચાર કરશે તેમ તેમ તેનાથી વધારે આકર્ષાશે, અને તેને પરિણામે તેના ઉપર ભક્તિ ઉત્પન્ન થશે.

અર્થાર્થી ભક્તને માટે પણ આત્મપરીક્ષા એજ સત્ય માર્ગ છે. આત્મપરીક્ષા કરવાથીજ આપણી ખરેખરી જરૂરીયાત આપણુને માલૂમ પડી આવશે; અને જ્યારે તે માલૂમ પડે છે ત્યારે માણુસને જણાય છે કે હૃદય ખોલીને જેની પાસે તે માગી શકે એવું કોઇ આ દુનિયામાં હોય તો તે કેવળ ઇશ્વર છે. એક ફૂટી બદામથી માંડીને અનંત મોક્ષ સુધી સઘળી ચીજો ઇશ્વર પાસે મનુષ્યથી માગી શકાય છે. તેથી કરીને ઇશ્વર પાસે મનુષ્ય પોતાનું સંપૂર્ણ આત્મનિવેદન કરે છે. અને આત્મનિવેદન એ ભક્તિનું એક પગથીયું છે. અર્થાર્થી હોય એટલે કે જેઓ સમૃદ્ધિ, પૈસો, સુખ, માન, કીર્તિ વગેરે મેળવવાને માટે પણ જો ખરા અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના કરે તો તેમની માગણી પૂર્ણ થાય છે. અથવા તો તેમના મનથી પૈસો, આબરૂ વગેરે ઉતરી જઇને ઐહિક સુખ ભોગોપર તિરસ્કાર આવી જાય છેઃ અર્થાત્ એ વસ્તુઓની જરૂરજ જણાતી નથી. મનુષ્યની યાચના ગમે તેવી હોય પણ તેને માટે સત્ય હૃદયથી યાચના કરવાથી નક્કી ભક્તિનો માર્ગ જણાય છે. પાપીમાં પાપી માણુસ પણ જો શુદ્ધ હૃદયથી પ્રભુ પ્રાર્થના કરે તો તે પણ જલ-

દો પવિત્ર થાય અને મોક્ષ મેળવે એમાં સંશય નથી.

શ્રી ચૈતન્ય સ્વામી કહે છે કે; "કોઇ માણસ શ્રીકૃષ્ણની ભક્તિ અન્ય પદાર્થની પ્રાપ્તિને માટે કરે તો પણ પ્રભુ તો તેને પોતાનાં ચરણકમળની ભક્તિ વગર માગેજ આપશે; કારણ કે પ્રભુ એમ ધારે છે કે, 'અમૃત મૂકીને ઝેર પીએ તેમ આ માણસ મારી ભક્તિ કરી માત્ર ઐહિક ભોગોના પદાર્થોનીજ ઇચ્છા કરે છે, તે ખરેખર મૂર્ખ હોવો જોઇએ. પણ મારે એને આ જગતના ભોગો શા માટે આપવા? હું તો એને અમૃતજ આપીશ કે જેથી જગતના ભોગરૂપી વિષને તે બીલકુલ ભૂલી જાય.'"

શ્રીમદ્ભાગવતમાં લખ્યું છે કે, "જે લોકો પ્રભુનાં ચરણને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરતા નથી, અર્થાત નિષ્કામ ભક્તિ પ્રાપ્ત કરવાને ઇચ્છા રાખતા નથી તેમને પણ પ્રભુ પોતાની ભક્તિ આપે છે, કારણ કે તેની ભક્તિ એ સર્વ ઇચ્છિત ફળને આપવાવાળી છે." (સ્કંધ ૫. અ. ૧૯. શ્લો. ૨૭.)

શ્રી ચૈતન્યચરિતામૃતમાં લખ્યું છે કે, "મનુષ્ય કોઇ ઐહિક હેતુને અર્થે પ્રભુ ભક્તિ શરૂ કરે છે, પણ પાછળથી તેજ ઇચ્છાનો ત્યાગ કરી પ્રભુનાં ચરણકમળનો દાસ થઇ રહેવાને તે આતુર બને છે."

ઉપર કહ્યા પ્રમાણે કુમાર ધ્રુવજીએ ઐહિક હેતુ–રાજ્યપ્રાપ્તિ–ને અર્થેજ પ્રભુભક્તિ કરવા માંડી, પરંતુ પ્રભુપ્રેમનું આસ્વાદન થતાં, તેમણે ઐહિક ભોગના પદાર્થોનો ત્યાગ કરી પ્રભુના ભક્ત થવાનું ખુશીથી સ્વીકાર્યું.

**જેમ જેમ સત્ય, સહૃદયતા અને તીવ્ર લાગણી મનુષ્યના હૃદયમાં વધે છે તેમ તેમ પ્રાર્થના પણ ધીમે ધીમે**

**ભક્તિમાં રૂપાંતર પામે છે.** મનુષ્ય પ્રભુભક્તિ કોઇ ઐહિક સુખ મેળવવાને માટે કરવા માંડે છે પણ જેમ જેમ પ્રભુ ઉપર પ્રેમ વધે છે, તેમ તેમ તેના ગુણનું ગાન કરવામાં મન વધારે પ્રેરાય છે, અને તેના નામનું શ્રવણ કરવાથી પણ હૃદયમાં અપૂર્વ આનંદ પ્રકટે છે, અને મનુષ્યને વધારે ને વધારે પ્રસંગે પ્રભુના ગુણ અને તેનો મહિમા ગાવાનું મન થાય છે. આ પ્રકારની વૃત્તિ જ્યારે વૃદ્ધિ પામે છે ત્યારે તેનો મહિમા અંતરમાં એની મેળે આપોઆપ પ્રકટી નીકળે છે, અને હૃદય આનંદના ધબકારાથી ઉછળે છે અને અંતર પ્રભુનાં જયગીત ગાય છે. આ પ્રમાણેની લાગણી જ્યારે વધારે ગાઢ થાય છે ત્યારે બધી પ્રાર્થનાઓ સ્તુતિઓ અને આજીજીઓ પણ માત્ર બાહ્યોપચારજ લાગે છે. અને માત્ર પ્રભુના સુંદર મુખ સામે બેઠા બેઠા નિહાળ્યા કરવાનુંજ મન થાય છે. આ અવસ્થાને " ધ્યાન " કહે છે. અર્થાત્–પ્રભુના ગુણનું વગર બોલે, વગર ચાલે, શાંત ચિંતન.

આ સ્થિતિમાં " અખિલ જગતનાં કલ્યાણનું નિદાન એવી કોઈ અનિર્વચનીય સુંદરતા, મનુષ્યનાં હૃદયમંદિરમાં બીરાજે છે, અને મનુષ્ય શાંત અને ગંભીર વિસ્મય પામીને તે મોક્ષદાયી ચરણોનું શરણ લે છે. "

જ્યારે આ પ્રકારનો પ્રેમ વધારે ગાઢ થાય છે, ત્યારે પ્રભુના અસ્તિત્વમાં મનુષ્યનું અસ્તિત્વ તદ્દન લીન થઇ ગળી જાય છે, અને મનુષ્યના હૃદયમાંથી પોતાના ભિન્ન અસ્તિત્વની ભાવના સદંતર નાશ પામે છે. એટલે પ્રભુ સમીપ બેસવાનું પણ હવે રહેતું નથી, પણ જેમ પતંગ દીપકમાં ઝંપલાવી પોતે બળી ભસ્મ થાય છે, તેમ મનુષ્ય ધ્યાનમાં ને ધ્યાનમાં પોતાનું અસ્તિત્વ પ્રભુનું સૌંદય

નિહાળવામાં ભૂલે છે. ધ્યાનાવસ્થામાં તો "આ હું અને આ તું" એવી ભિન્નતાની ભાવના પણ હોય છે પણ સમાધિમાં માત્ર "તું" એવીજ ભાવના રહે છે. મનુષ્યની "અહંતા" હમેશને માટે પ્રભુના અસ્તિત્વમાં વિલય પામે છે!

**શ્રી ચૈતન્યના મત પ્રમાણે ભક્તિ કરવાના પાંચ માર્ગ:—**

ભકિત કેમ પ્રાપ્ત થાય તે વિશે સનાતન નામના એક શિષ્યને બોધ આપતાં શ્રી ચૈતન્ય કહે છે;

**"સત્સંગ, પ્રભુભક્તિ, શાસ્ત્રાભ્યાસ, નામગ્રહણ, તીર્થવાસ; આ પાંચમાંથી કોઈ પણ એક શુદ્ધ હૃદયમાં પ્રભુપ્રેમ ઉત્પન્ન કર્યા વગર રહેશે નહિં."**

શ્રીરૂપ ગોસ્વામી પણ ભક્તિરસામૃતસિંધુમાં એનું એજ કહે છે.

* * * * *

* * * * *

**—: સત્સંગ :—**

દુઃસંગ ભક્તિમાં અંતરાયરૂપ છે તેમ સત્સંગ તેને સહાયરૂપ છે. ભક્તિનાં શાસ્ત્રોમાં હમેશાં ફરમાવવામાં આવે છે કે,

"અપ્રાણિક અને વિષયલંપટ મનુષ્યોની સોબત કદી કરો નહિ, કારણકે જેમ એક આંધળો બીજા અંધોને દોરતાં તેમને ખાડામાં નાંખે છે, તેમ તેઓનો સંગ તમને નર્કે લઇ જશે." (શ્રીમદ્ ભાગવંત સ્કંધ ૧૧. અ. ૨૬. શ્લો. ૩.)

"આત્મસંયમ કરવાને અશકત, મોહને પામેલા તથા શરીરનેજ સર્વસ્વ ગણનારા માણસોના સંગમાં કદી પણ રહો નહિ." (શ્રીમદ્ ભાગવત સ્કં. ૩. અ. ૩૧. શ્લો. ૩૪.)

વળી "પ્રભુભક્તિ કરવાની વિરૂદ્ધ એવા માણસોની તિરસ્કાર-

પાત્ર સોબતમાં રહેવા કરતાં તો અગ્નિની જવાળાઓનાં પાંજરામાં રહેવું બહેતર છે." (કાત્યાયન સંહિતા.)

આપણાં ધાર્મિક પુસ્તકો તો સત્સંગનો મહિમા અને ભક્તિને માટે તેની આવશ્યકતા ઘણાજ ભાર સાથે એકે અવાજે પોકારી રહ્યાં છે.

બૃહત્ નારદીય પુરાણમાં કહ્યું છે કે,

"ભક્તના સંગમાં ભક્તિ વૃદ્ધિ પામે છે." (અ. ૪. શ્લો. ૩૩)

વળી તેમાંજ લખ્યું છે કે, " જેમ સૂર્ય પોતાનાં કિરણોથી અંધકારનો નાશ કરે છે તેમ પવિત્ર સંત લોકો પોતાના વચનામૃતોથી મનનો અંધકાર દૂર કરે છે." (અ. ૪. શ્લો. ૩૭.)

શ્રીમદ્ ભાગવતમાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, " સાધુ પુરૂષોના સમાગમમાં મારી શક્તિ અને મારા ગુણો વિષે નિરંતર ચર્ચા થાય છે અને તેનાથી કર્ણ તથા હૃદયને આનંદ થાય છે. તેથી જો કોઇ મનુષ્ય એવી ચર્ચાનું શ્રવણ કરે તો તેના મનમાં પ્રથમ તો શ્રદ્ધા, પછી મારા ઉપર રતિ અને છેવટે ભકિત થાય છે." (સ્કંધ ૩. અ. ૨૫. શ્લો. ૨૫)

" જ્યાં સુધી મનુષ્યનું હૃદય, ભક્તના ચરણની રજથી પવિત્ર થાય નહિ, ત્યાં સુધી સર્વ ઐહિક ઇચ્છાઓનો નાશ કરવાંવાળા પ્રભુપાદનો તે સ્પર્શ કરી શકતું નથી." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૭. અ. ૫. શ્લો. ૩૨.)

પણ સાધુઓને કેમ ઓળખવા એમ વાચકને સહજ શંકા થશે. ભગવાન શ્રીકૃષ્ણે પોતેજ તેમનાં લક્ષણો નીચે પ્રમાણે ગણાવ્યાં છે;

" જે માણસો સર્વ વાતે બેપરવા હોય, હમેશાં નમ્ર અને

નિષ્પક્ષપાતી હોઇને જેમનાં હૃદય મારા ઉપરજ આસકત હોય, જેમને કોઇ પણ વસ્તુ તરફ આકર્ષણ હોય નહિ, જેમનામાં અહં-ભાવ હોતો નથી, વળી જેઓ સુખ દુઃખમાં ભેદ ગણતા નથી અને જેઓ અન્યની પાસેથી કાંઇ પણ ગ્રહણ કરવાની ઇચ્છા રાખતા નથી. " ( શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧. અ. ૨૬. શ્લો. ૨૭. )

વળી, " દુઃખ સહન કરવા શક્તિમાન, સર્વ પ્રાણીપર સમ-દૃષ્ટિવાળા, શત્રુ વગરના, શાંત અને ચારિત્રવાન તેજ ખરા સા-ધુઓ જાણવા. " (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૩. અ. ૨૫. શ્લો. ૨૧.)

કોઇને એમ શંકા થશે કે આવા આદર્શભૂત માણસો તે કયાંથી મળે ? અલબત્ત તેઓ ઘણાજ દુર્લભ અને વિરલ છે ! પણ જો એવા સાધુની ખોળમાં કોઇ સતત રહે તો કેટલાક તો એવા જરૂર મળી આવશે કે જેમનામાં આ ગુણો ખાસ કેળવાયલા હોય ! દાખલા તરીકે આપણામાંના ઘણાખરા શ્રી રામકૃષ્ણ પરમહંસ કે નવદ્વીપના ચૈતન્યદાસ બાબાજી પાસે ઘણીજ રહેલાઇથી જઇ શકે તેમ છે. અને આજ કાલ પણ મારા ધારવા પ્રમાણે સાધુઓ એટલા બધા દુર્લભ નથી, માત્ર આપણુનેજ તેમને મળવાની તીવ્ર ઇચ્છા હોતી નથી. ગાઝીપુરના પવહારી બાબા, કે બનારસના ભાસ્કરાનંદને મળવું કાંઇ એટલું બધું મુશ્કેલ નથી. વળી સાધુઓ. દેશમાં મુસાફરી કર્યાજ કરે છે અને તેથી જેમને મળવાની ઇચ્છા હોય છે તેઓ તેમને જ્યારે મરજી હોય ત્યારે મળી શકે છે.

ધારો કે આપણુને કોઇ એવો આદર્શભૂત સાધુ મળી ન આવે તો પણ એવાતો કેટલાક જરૂર મળી આવશે કે જેમણે પોતાના જીવનમાં ઉપર ગણાવેલામાંથી કેટલાક ગુણો ઘટાવ્યા હોય. એવા

માણસોની સોબતથી પણ આધ્યાત્મિક ઉન્નતિમાં મદદ મળ્યા વગર રહેશે નહિ. કોઇ પણ માણસ જો સત્ય હૃદયથી શ્રી પ્રભુનું નામ લે તો તેનાં ચરણની રજ આપણે મસ્તકપર લેવી જોઇએ. તેવા માણસની સોબત આપણા ચારિત્રને રંગ લગાડ્યા વગર રહેશે નહિં.

સાધુઓની સોબતથી થતા લાભની સાબિતીમાં જગાઇ અને માધાઇ એ બેનો પાપી જીવનમાંથી છુટકારો થયો એ સત્સંગના પ્રભાવનો અચૂક પુરાવો છે.

નારદ મુનિ પોતે દાસીપુત્ર હતા અને તેમના શેઠે તેમને સાધુઓની સારવાર કરવાનું કામ સોંપ્યું હતું. સાધુઓના સમાગમની અસર વિષે તેમણે નીચે પ્રમાણે વ્યાસદેવને કહ્યું છે;

" તે બ્રાહ્મણોની રજા લઇને હું તેમનું છાંડ્યું ખાતો હતો, તેથી મારાં બધાં પાપો નાશ પામ્યાં. આવી રીતે મારૂં હૃદય પવિત્ર થવાથી મને પ્રભુભક્તિ કરવાની ઇચ્છા થઈ આવી.

" તેમની કૃપાથી તેઓ નિત્ય શ્રી કૃષ્ણનાં ચરિત્રનું ગાન ગાતા હતા તેનું શ્રવણ કરવાની મને રજા આપી અને તે ગાનનું પ્રેમથી શ્રવણ કરવાને લીધે મારામાં પ્રભુ પ્રતિ ભક્તિભાવ ઉત્પન્ન થયો.

" આ પ્રમાણે શિયાળો ઉન્હાળો અને ચોમાસું, સાંજ અને સવાર મેં સાધુઓના મુખથી શ્રીહરિનાં ગુણગાનનું શ્રવણ કર્યું અને તેને લીધેજ હૃદયમાંથી સર્વ રાજસી અને તામસી વૃત્તિઓનો નાશ કરનાર શ્રીપ્રભુની ભક્તિ મારા હૃદયમાં ઉદ્ભવ પામી. " (શ્રીમદ્ ભાગવત. સ્કંધ. ૧. અ. ૫. શ્લો. ૨૫-૨૬-૨૮.)

શ્રી ચૈતન્યના શિષ્ય શ્રી હરિદાસ બેનાપોલનાં જંગલમાં ભક્તિ કરતા હતા, તેમની ભક્તિમાં ભંગ પડાવવાનું કામ રામચંદ્રખાને

એક વેશ્યાને સોંપ્યું હતું. તે સ્ત્રી નિત્ય સાંજે હરિદાસની ઝૂંપડીનાં બારણાં આગળ જઇને બેસતી, અને મનમાં વિચાર કરતી કે જ્યારે હરિદાસ પૂજા અને ભજન કરી રહેશે ત્યારે હું અંદર જઈ તેને પતિત કરીશ. પણ હરિદાસ આખી રાત પ્રભુ ભજનમાંજ ગાળતા અને તે સ્ત્રીને આખરે થાકીને સવારે પાછા જવું પડતું. આમ કરતાં બે રાત્રિઓ પસાર થઇ ગઈ અને ત્રીજી રાત્રે દિવસ ઉગતા પહેલાં તે સ્ત્રી પૂરેપૂરી હારી ગઇ, અને ચોધાર આંસુઓ ઢાળતી હરિદાસને ચરણે પડી પોતાનાં અસંખ્ય પાપોથી બચાવવા માટે પ્રાર્થના કરવા લાગી. તે મંગળ પ્રભાતે ભક્તના સમાગમનો મહિમા તે વેશ્યાના જીવનમાં થયેલા મહાન ફેરફારને લીધે સ્પષ્ટ ઝળકી ઉઠતો હતો. કારણ કે તે સ્ત્રી કે જે એકવાર આખા જનસમાજના ધિઃકારને પાત્ર હતી તે આજે સત્સમાગમના પ્રભાવે કરી એક પવિત્ર વૈષ્ણવ બની ગઇ. એટલુંજ નહિ, પણ તેણીનું નામ ચારે દિશાએ એક પવિત્ર સંત તરીકે આગળ જતાં પ્રખ્યાતિને પામ્યું અને સારા સારા વૈષ્ણવો પણ તેણીનું દર્શન કરવાને તેને ઘેર આવતા.* શ્રીરામકૃષ્ણ પરમહંસને લીધે ઘણાને આધ્યાત્મિક જીવન તરફ પ્રેરણા થઇ હશે, અને તેના પુરાવા ઘણા મળી આવશે.

જો સાધુઓ ન મળી આવે તો ત્યાં સુધી મિત્રોએ એકઠા મળી આધ્યાત્મિક વિષયો પર ચર્ચા કરવાથી સત્સંગ જેવોજ લાભ થાય છે અને આધ્યાત્મિક ઉન્નતિ પણ થશે.

*     *     *     *

*     *     *     *

* અશ્વિનીકુમાર દત્ત પોતે પણ સત્સમાગમના મહિમાનું એક ઉદાહરણ છે:— અનુવાદક.

## —: શ્રી કૃષ્ણ સેવા. :—

શ્રીકૃષ્ણ સેવાનો અર્થ અહિં વધારે વિસ્તૃત લેવાનો છે. તેનો અર્થ શ્રી પ્રભુની સેવા એવો થાય છે. શ્રી ચૈતન્યદેવ પાંચ પ્રકારની ભક્તિ ગણાવતાં " શ્રીકૃષ્ણ સેવા " એટલે " શ્રદ્ધાથી અને ભક્તિથી ઇશ્વરની પ્રતિમાની પૂજા " એમ અર્થ કરે છે. આવી રીતે મૂર્તિની પૂજા કરવાથી ભક્તિ વધે છે તેનાં ઘણાં ઉદાહરણો છે. અલબત્ત, શ્રી ચૈતન્ય દેવ કૃષ્ણની ભક્તિ વિષે કહે છે, પણ મનુષ્ય કોઇ પણ દેવની ભક્તિ કરવાને સ્વતંત્ર છે, અને તેમ કરવાથી છેવટે તેને ભકિત પ્રાપ્ત થશે. પ્રખ્યાત કવિ રામપ્રસાદ, રાજા રામકૃષ્ણ અને શ્રી રામકૃષ્ણ પરમહંસ કાલી માતાના ઉપાસકો અને ભક્તો હતા. પરમહંસ શ્રી રામકૃષ્ણે કાલીની ઉપાસના કરતાં કરતાં પ્રભુની અપૂર્વ ભક્તિનો પ્રસાદ મેળવ્યો હતો, અને જ્યારે તે અપૂર્વ સ્થિતિએ પહોંચ્યા ત્યારે તેઓ કેટલીકવાર માતાને સુગંધિ પુષ્પો ચઢાવી હાર પણ પહેરાવતા, વળી કેટલીકવાર તેના ચરણ-કમળમાં જવ, પુષ્પ અને બિલ્વપત્ર મુકી આનંદના સાગરમાં મગ્ન થઇ જતા. તેઓ તે સમયે રામપ્રસાદ, કમલકાંત કે નરેશચંદ્રની બનાવેલી માતાની સ્તુતિઓ ગાતા. વળી બીજે કોઇ પ્રસંગે હાથની અંજલિ કરી તે મ્હોટેથી પોકારતા, ' ઓ મારી મા ! મારા ઉપર કૃપા કર. જ્યારે રામપ્રસાદના ઉપર તેં કૃપા કરી તો પછી મારા ઉપર પણ શા માટે કૃપાવંત થતી નથી ? મને શાસ્ત્રો કાંઇ આવડતાં નથી, વળી હું કાંઇ પંડિત નથી, અને હવે પંડિત થવાની કે શાસ્ત્રો જાણવાની હું ઇચ્છા પણ રાખતો નથી. હે મા ! તારી કૃપા અને તારૂં સૌંદર્ય મને એકવાર બતાવશે કે નાહ ? તારૂં દર્શન તું મને એકવાર આપશે કે નહિ તે મને કહે ! મારૂં જીવન

મને અસહ્ય લાગે છે. મારે અષ્ટ મહા સિદ્ધિઓ જોઇતી નથી, મારે કીર્તિ નથી મેળવવી કે આ દુનિયામાં માન પામવું નથી, મારે તો ફક્ત એકવાર તારૂં દર્શન કરવું છે."

કેવું સુંદર અને કેવું ઉન્નત જીવન ! કાલી માતાની ભક્તિથી તે કેવળ નિષ્કામ-પ્રેમમય ભક્તિને પામી શક્યા. રામપ્રસાદ કવિ પણ આવીજ લાગણીથી ઉભરાતે હૃદયે બોલી ઉઠે છે કે, "હે શિવ ! હે મહાદેવ ! તું અને તારી અર્ધાંગના બન્ને ગાંડાં થયેલાં છો અને વળી એક બીજો પણ તારા ચરણકમળ પાછળ ગાંડાતૂર બનેલો છે અને અને તે ગાંડો રામપ્રસાદ છે."

અંબરીષ રાજાનું દૃષ્ટાંત પ્રતિમા પૂજવાથી ભક્તિ પ્રાપ્ત થાય છે તેનું એક ઉત્તમ ઉદાહરણ છે.

"તેણે પોતાનો આત્મા શ્રીકૃષ્ણનાં ચરણકમળનું ધ્યાન ધરવામાં, તેનો અવાજ અને તેની વાણી પ્રભુના ગુણ ગાવામાં, તેના હાથ શ્રી હરિનું મંદિર વાળવામાં, અને તેના કાન તેણે શ્રી હરિના ગુણોનું કીર્તન તથા વાચન શ્રવણ કરવામાં રોક્યા.

"વળી તેણે પોતાનાં નેત્રોને શ્રીહરિનું દર્શન કરવામાં, તેનું શરીર શ્રીકૃષ્ણના ભક્તોની સેવા કરવામાં, તેનું નાક શ્રીકૃષ્ણને ચઢાવેલી તુલસીનો સુવાસ લેવામાં સતત રોકી રાખ્યાં.

"તેના ચરણો હમેશા મંદિરની આસપાસ પ્રદક્ષિણા ફરવામાં, તેનું મસ્તક પ્રભુને નમવામાં, તે હમેશાં વાપરતો. તે જે કાંઇ સુખભોગ કરતો હતો તે સુખ મેળવવા માટે નહિ, પણ પ્રભુની સેવા કરવા ખાતરજ કરતો, અને પોતે પ્રભુનો દાસ છે એ વાત અનુભવવા માટે કરતો. તેને ભક્તની સંગતિ બહુજ પસંદ હતી.

"ઘરબાર, સ્ત્રી, પુત્ર, મિત્ર, હસ્તિઓ, રથો, અશ્વો, સૈન્ય,

અસંખ્ય રત્નો હથિયારો, તથા અમૂલ્ય ખજાનો,—એમાંની કોઇ પણ વસ્તુને માટે તેના મનમાં બીલકુલ આસક્તિ નહોતી." (શ્રીમદ્ ભાગવત. સ્કંધ ૯ અ. ૪. શ્લો. ૧૮–૨૦, ૨૭.)

આ પ્રમાણે કરવાથી ઉત્તમ ભક્તિને પ્રાપ્ત થઇ તેનું મન હમેશને માટે પ્રભુ સેવામાંજ આસક્ત રહ્યું.

મારા ( અશ્વિનીકુમાર દત્તના ) ગામડામાં એક ધોબી લોકનો ગોર નામે રામકૃષ્ણ કરીને હતો. તેના ઘરમાં એક રાજરાજેશ્વરની મૂર્તિ હતી, અને તેની પૂજા તે દરરોજ કરતો હતો. આ પ્રતિમાની અવ્યાહત પૂજા કરવાથી તેના હૃદયમાં ભક્તિનો વિકાસ થયો. એક દિવસ બપોરને સમયે તેના ઘરમાં ઘણાં માણસો ભજન કરતાં હતાં તેનો અવાજ મારે કાને પડયો. "એ ઘરમાં કાંઇ મ્હોટા ઉત્સવનો પ્રસંગ હશે" એમ મેં ધાર્યું અને હું ત્યાં ગયો. તે પ્રસંગે મારા જોવામાં જે કાંઇ આવ્યું તે હું કદી મારી જીંદગીમાં ભૂલી શકીશ નહિ. તે રામકૃષ્ણના છોકરાની છોકરી જમીન ઉપર સુવાડેલી હતી, અને રાજરાજેશ્વરની મૂર્તિ વચમાં મૂકીને તેની આસપાસ પ્રભુગુણ ગાતી એક મંડળી ફરતી હતી. રામકૃષ્ણની આંખો અશ્રુથી પૂર્ણ હતી. થોડો સમય તે મંડળી જોડે ગાતો હતો અને વચમાં વચમાં તે છોકરી પાસે આવી તેને પ્રભુને ધરાવેલા પ્રસાદમાંથી કાંઇ આપતો હતો, અને પ્રભુને હાથ જોડીને કહેતો કે, "જો તારે આ છોકરીને લેવીજ હોય તો તેને આને આ ક્ષણેજ લેઇ લે, કારણ કે આ સ્થળ હમણાં વૃંદાવનના જેવું પવિત્ર છે." જ્યારે મેં સાંભળ્યું કે તે છોકરીને કોલેરા થયો હતો અને આ બધું તેને માટેજ થતું હતું ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. થોડા કલાક સંકીર્તન થયા પછી છોકરીને પાછા ઓરડામાં લઇ ગયા. અને થોડા

કલાક પછી અમને ખબર મળી કે તે છોકરીને તદ્દન આરામ થઇ ગયો છે !

નિયમિત ઘરની સેવા અને યજ્ઞ વગેરે કરવાથી હલકી કોટિનાં માણસોને ભકિતમાં મદદ મળે છે. જે લોકો મૂર્તિપૂજામાં માનતા નથી તેમણે " શ્રી કૃષ્ણ સેવા " એટલે પ્રકૃતિમાં પ્રભુનું દર્શન કરી તેનું ધ્યાન ધરવું. સૃષ્ટિના કર્તાનું મહાન કાર્ય આ વિશ્વ અને કુદરત જોઇને એવો કોણ હશે કે જેને સાનંદાશ્ચર્ય નહિ થાય ? પ્રભુ હમેશાં બાહ્ય જગતમાં પોતાનુંજ રૂપ વ્યકત કરે છે. અગ્નિ, વાયુ, સૂર્ય સૌ પ્રભુની શકિતનાં ભિન્ન સ્વરૂપો છે. જે માણુસ પ્રકૃતિમાં વ્યકત થયેલ પ્રભુની શક્તિનો અભ્યાસ કરવામાં ગુંથાય છે, તે પ્રભુભક્તિને પામેછે.પાશ્ચાત્ય મહાનુભાવોમાં કવિ વર્ડસ્વર્થના જેવો બીજા કોઇએ પણ કુદરતમાં પ્રભુનો સાક્ષાત્કાર કર્યો નથી. તેણે પ્રભુનો સાક્ષાત્કાર કુદરતમાં કેવી રીતે કર્યો તે એના "Excursion" (એકસ્કર્ઝન) નામના કાવ્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે. અસલના આર્ય રૂષિઓ ઇશ્વરનો સાક્ષાત્કાર કુદરતમાં સંપૂર્ણ રીતે કરતા હતા. શ્રીમદ્ ભાગવતમાં પ્રભુને પામવાનો એક માર્ગ નીચે પ્રમાણે વર્ણવ્યો છે; " આકાશને, હવાને, અગ્નિને, જલને, આકાશના તારાઓને, સર્વ પ્રાણી માત્રને, ચારે દિશાઓને, વૃક્ષોને, નદીઓને, સાતે સમુદ્રોને,–તે સર્વે પ્રભુનાં સ્વરૂપોજ છે માટે તેમને સર્વને નમસ્કાર હો." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧. અ. ૨. શ્લો. ૧૫ ) આપણી આસપાસ આવી રહેલી કુદરત પ્રભુને લીધેજ અસ્તિત્વવાન છે અને તેને લીધેજ પ્રકાશે છે. " પ્રભુ જળમાં તેમજ સ્થળમાં, સૂર્યમાં તેમજ ચંદ્રમાં વસે છે, આખું વિશ્વ તેનાથી વ્યાપ્ત છે."

સત્ય ભકિતથી જ્યારે આપણે પ્રભુનું દર્શન પ્રકૃતિમાં કરીશું

ત્યારેજ આપણે પ્રભુને કહીશું કે, " જેવી રીતે એકજ સૂર્યનાં અનંત કિરણો આખા વિશ્વને પ્રકાશિત કરી મૂકે છે, તેવી રીતે તારો જ અનંત પ્રેમ પતિ પત્ની વચ્ચે દંપતી પ્રેમ રૂપે, અને માતા પિતા અને સુત વચ્ચે વાત્સલ્ય રૂપે વ્યક્ત થાય છે."

" પર્વત ઉપર ઠરેલાં વાદળાંઓ, ઉંડા આકાશનો ભૂરો ઘુમટ જ્યાં હું જોઉં છું ત્યાં તુંજ મને દેખાય છે. સૂર્યના કિરણોમાં પણ તારોજ પ્રકાશ આવે છે, ચંદ્ર પણ તારોજ મહિમા પ્રકાશે છે."

* * * *

* * * * *

## —: શાસ્ત્રાભ્યાસ. :—

શાસ્ત્રાભ્યાસથી ભક્તિને પુષ્ટિ મળે છે. પ્રભુના ગુણોનું વર્ણન આપેલું હોય તેવાં પુસ્તકો તથા ભક્તોનાં જીવન ચરિત્રોથી પૂર્ણ એવાં પુસ્તકો વાંચવાથી માણસને ઘણી મદદ મળે છે. અને તેટલા માટેજ શ્રી ચૈતન્યે પણ શાસ્ત્રાભ્યાસને ગણાવ્યો છે. આ જગતનો ઇતિહાસ તથા સર્વ શાસ્ત્રો પ્રભુનો મહિમા ગાય છે અને ભક્તિ ઉત્પન્ન કરે છે, અને તેથી એ બધા વિષયોનો સમાવેશ " શાસ્ત્રાભ્યાસ " માં કરવો જોઇએ. ગેલન નામના પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીને પ્રથમ ઇશ્વરમાં આસ્થા નહોતી, પણ શારીરશાસ્ત્રમાં માનવદેહધર્મનો અભ્યાસ કરતાં કરતાં, તેણે શરીરની સુંદર અને આશ્ચર્યકારક રચના જોઇ તથા નસો, હાડકાં, સ્નાયુઓ વગેરે શરીરમાં કેવી રીતે જડાયાં છે તે જોયાં, અને તેથી તેનું હૃદય પ્રભુ માટે સંપૂર્ણ માન અને આશ્ચર્યથી પૂર્ણ થયું; અને ત્યારથી તે એક ભક્ત થયો, અને પ્રભુનો મહિમા દર્શાવવાને તેણે પુસ્તક પણ લખ્યું ! વળી જે લોકોને સત્સંગ દુર્લભ છે તેની ખોટ પણ શાસ્ત્રાભ્યાસ પૂરી પાડે છે.

* * * *

* * * * *

—: નામોચ્ચારણ. :—

પ્રભુના નામનું સ્મરણ કરવું અથવા તો તેનું શ્રવણ કરવું:—તેમ કરવાથી ભકિતને મદદ મળે છે. ગૌરાંગ ચૈતન્યના જેવો બીજા કોઇ પણ માણસે નામસ્મરણ ઉપર ભાર દીધો નથી. તેમણે વારંવાર કહ્યું છે કે, " હરિનું નામ, હરિનું નામ, બસ હરિનું નામ, આ કલિયુગમાં તેના શિવાય બીજો ઉપાય નથી."

સુબુદ્ધિરાયે જ્યારે શ્રી ચૈતન્યને પાપમાંથી છૂટવાનો માર્ગ પૂછ્યો ત્યારે તેમણે કહ્યું, " એકજવાર પ્રભુનું નામ દેવાથી સઘળાં પાપોનો ક્ષય થઇ જાય છે, અને બીજીવાર દેવાથી તો શ્રીકૃષ્ણ આપણા પોતાના થઇ રહે છે."

હરિદાસ નામે શ્રી ચૈતન્યનો શિષ્ય એક પંડિત સાથે પ્રભુના ગુણ વિશે વાર્તાલાપ કરતો હતો. " ત્યારે એક કહે કે, 'કૃષ્ણનું નામ દેવાથી પાપનો ક્ષય થાય છે,' વળી બીજો કહે કે, 'તેમ કરવાથી મોક્ષ મળે છે,' પણ હરિદાસ કહે છે કે, એમાંનું કાંઇ થતું નથી; હરિનું નામ દેવાથી, તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થાય છે, અને પાપનો ક્ષય અથવા મોક્ષ પ્રાપ્તિ તો ગૌણ લાભ છે; જેવી રીતે સૂર્ય ઉગે છે ત્યારે અંધકાર તો નાશ પામેજ છે પણ જગતના સર્વે પદાર્થો પણ દૃષ્યમાન થાય છે."

રીખવનો પુત્ર કવિ જનકને કહે છે કે, " જે માણુસ આખો જન્મારો હરિનું નામ ગાવાનોજ ધંધો લઇ બેસે છે તેના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થાય છે અને તેનું હૃદય દ્રવે છે. તે માણુસ ઘડીકમાં હસે છે અને ઘડીકમાં રડેછે; વળી બૂમો પાડે છે અને કદાચતિ્ નાચે છે; તે ગાંડો થઇ જાય છે. તે કાંઇ સાધારણ માણુસના જેવો હોતો નથી. પરમેશ્વરનું નામ વારેવારે ગાવાથી સર્વે પાપનો ક્ષય થાય છે અને પરમેશ્વર

પ્રત્યે પ્રેમ ઉદ્દભવે છે. (શ્રીમદ્ ભાગવત. સ્કં. ૧૧. અ. ૨. શ્લો. ૪૦). પદ્યાવલીમાં કહ્યું છે કે "હરિના નામની જય બોલો! તે નામ અખિલ જગતને મંડન રૂપ છે. કારણ કે જગતના સર્વ પાપનો ક્ષય તે નામ માત્ર લેવાથી થાય છે અને તે નામ ભવ-સાગર પાર ઉતરવાને નૌકા રૂપ છે." વળી "હૃદયરૂપી દર્પણ શ્રીહરિના નામનું સ્મરણ કરવાથી સાફ થાય છે, અને તેનું નામ પાપરૂપ વાસનાઓનો દાવાગ્નિ શાંત કરી નાંખે છે; અને જેમ ચંદ્રના ઉદયથી કેતકી વિકસે છે તેમ હરિનું નામ માણસમાં રહેલા પુણ્યનો વિકાસ કરે છે. અહો! તે હરિનો નામોચ્ચાર તો મનુષ્ય હૃદયમાં પૂરાઇ રહેલા આધ્યાત્મિક જ્ઞાનનો આત્મા છે. મનુ-ષ્યજીવનના આનંદના પ્રસંગોમાં આ હરિના નામોચ્ચારનો પ્રસં-ગ તો એક હર્ષની હેલિ સમાન છે. હરિનામનું પ્રત્યેક ચરણ અ-મૃતમય સુખ અને સુવાસથી ભરપૂર છે. તે નામથી આત્મા આ-નંદમાં મગ્ન થઇ જાય છે." (પદ્યાવલી).

મિત્રો ભેગા મળીને હરિનું ભજન કરે તેના કરતાં બીજા વ-ધારે આનંદદાયક પ્રસંગ ભાગ્યેજ તેમને મળી શકે! તેનાથી હૃદય આનંદથી ભરપૂર થાય છે, અને શાંતિ પ્રાપ્ત થઇ સંસા-રની દુગ્ધાઓ દૂર થાય છે. આ પ્રમાણે રોજ કરવાથી માણસ પોતાના જીવનનો હેતુ નક્કી સાધ્ય કરી શકે.

• ગૌરાંગ ચૈતન્ય નીચે પ્રમાણે પોતાના શિષ્યોને સલાહ આપતાઃ

"તૃણથી પણ વધારે નમ્ર હૃદયથી અને વૃક્ષથી પણ વધારે ધીરજ ધરીને, કીર્તિની સ્પૃહા કર્યા વગર, સર્વને માન આપીને હરિગુણનું ગાન કરો."

ભજન કરતી વખતે અથવા નામોચ્ચાર કરતી વખતે, તે નામથી પ્રભુનો જે ગુણ વ્યકત થતો હોય, અર્થાત્ જે ગુણ

તે નામથી દર્શાવાતો હોય, તે ગુણ ઉપર હમેશાં નજર રાખવી, નહિંતો બીલકુલ ફાયદો નહિ થાય.

હરિનું ભજન કે નામોચ્ચાર માત્ર મઝા કે ગમ્મત ખાતર કદી પણ હોવું જોઇએ નહિ, કારણકે તેમ કરવાથી યત્કિંચિત્ પણ લાભ થતો નથી.

જો કોઇ માણસ પ્રભુનું નામોચ્ચાર કરવાનો નિશ્ચય કરે તો જે નામ તે પસંદ કરે તેના અર્થની પૂરેપૂરી માહિતી મેળવવી આવશ્યક છે, અને આ વાત નામોચ્ચારમાં ખાસ અગત્યની છે. મહાનિર્વાણતંત્રમાં પણ કહ્યું છે કે,

" ઉપાસક જો મંત્રનો અર્થ કે ગુણ જાણતો ન હોય તો પછી તે એક લાખવાર પણ જપ્યાથી લેશ માત્ર ફળ પ્રાપ્ત થતું નથી. "

લાયક ગુરૂ જો ઉપદેશ આપવાને મળી આવે, તો તેથી ઘણો ફાયદો થવાનો સંભવ છે અને જે માણસને યોગ્ય ગુરૂ મળી આવે તે ખરેખર ભાગ્યશાળી છે ! પણ જેને આવો કોઇ ગુરૂ ન મળી આવે તેણે પોતાને મનગમતું એક પ્રભુનું નામ પસંદ કરી લેવું અને તે નામનો જપ રોજ સાચા દીલથી કરવા માંડવો; કારણકે **પ્રભુ સાચા ભકતને યોગ્ય ગુરૂ મેળવી આપ્યા વગર રહેતોજ નથી.** આ જપ કેવી રીતે કરવો તે રૂષિઓએ ઘણી સારી રીતે બતાવેલું છે;

" ૐ એ આપણું ધનુષ છે, આત્મા છે તે ઉપાસકનું બાણ છે, બ્રહ્મ લક્ષ્ય છે; આ શરથી લક્ષ્યને સ્થિર મનથી વેધવાનું છે. જેવી રીતે તીર લક્ષ્યમાં ચોંટી જાય છે તેમ આત્મા બ્રહ્મમાં લીન થાય છે." (મુંડકોપનિષદ્).

જપ કરવાને માટે હમેશાં સ્થિર મન જોઇએ. મનુ ભગવાન પણુ જપ સિદ્ધિ વિષે કહે છે કે,

" માત્ર કર્મકાંડ કે યજ્ઞયાગ કરવા કરતાં મ્હોટેથી પ્રભુ નામોચ્ચાર કરવો એ દશ ગણું સારૂં છે. વળી ધીમેથી તે નામનો જપ કરવો એ સોગણું વધારે ફલદાયક છે; અને કેવળ મનમાં જપ કરવો એ એક હજારગણું વધારે ફલદાયક છે.

"બ્રાહ્મણુ પોતે યજ્ઞ કરે કે ન કરે તો પણુ તેને મોક્ષ એકલા જપના સેવનથી મળી શકે. બ્રાહ્મણુ તો સર્વ પ્રાણી તરફ સમાન પ્રેમદૃષ્ટિથીજ ઓળખાય છે." [મનુસંહિતા અ. ૨. શ્લો. ૮૫,૮૭].

દહાડામાં જપ કરવા માટે નીચે આપેલો સમય સૌથી વધારે લાભદાયક છે;

૧. " દિવસ ઉગતાં પહેલાંનો વખત બ્રાહ્મ મુહૂર્ત કહેવામાં આવે છે." તે સમય જપ કરવા માટે ઘણો ઉત્તમ છે. ધાર્મિક મુસલમાનો પણુ કહે છે કે, " એ સમયે પ્રભાતના પવનની લહેરો પ્રભુનો પેગામ ભકતને પહોંચાડે છે, અને ભકતનો પેગામ–સંદેશો–પ્રભુ પાસે લઇ જાય છે. "

૨. મધ્યરાત્રિ.

૩. સાયંકાળ.

કુલાર્ણવ તંત્ર પ્રમાણે જપ કરવાનાં ઉત્તમ સ્થળો નીચે પ્રમાણે છે; " પવિત્ર યાદગિરીવાળી કોઇ પણુ જગ્યા, નદીનો કિનારો, ગુફા, પર્વત કે કોઇ પણુ ઉંચી જગાની ટોચ, નદીઓનો સંગમ, પવિત્ર જંગલ, એકાંત બાગ, બિલ્વ વૃક્ષ અથવા ટેકરીની તળેટી, મંદિર, સમુદ્ર કિનારો, પોતાનું ગૃહ અથવા જ્યાં આગળ માણુસના મનને

નિરાંત લાગે એવું કોઇ પણ સ્થળ." વળી તેજ ગ્રંથને આધારે નાસ્તિકજનોના વાસની જગ્યા, ખરાબ ચારિત્રવાળા માણસોનું સ્થાન, જંગલી જનાવરો અને હિંસક પ્રાણીઓના વાસની જગ્યા વગેરે જપને માટે નાપસંદ કરવી.

કબીરે પોતે સત્ય હૃદયથી કરવામાં આવતા જપથી કેવી અસર થાય છે તેનો અનુભવ કર્યો હતો; તે નીચે પ્રમાણે છે: "અહો! 'તું' 'તું' કરતાં કબીર તારા રૂપજ થઇ ગયો છે; અને ધન્ય છે તારા નામનો મહિમા! ગમે તે બાજુએ ફરીને જોઉં છું તો ત્યાં પણ 'તું' જ મને દેખાય છે."

વળી, "હે પ્રભુ! 'તું', 'તું' કરતાં કબીર તારામાંજ મળી ગયો. અને હવે 'તું' અને 'હું' એક થયાં છીએ. હવે મન તારાથી લેશ માત્ર પણ આઘું ખસતું નથી." જપ કરવાથી આવી આનંદદાયક અવસ્થા ભક્તને મળે છે! તેનું પોતાનું અસ્તિત્વજ ડૂબી જાય છે અને તે પ્રભુ શિવાય બીજું કાંઇ પણ જોતો નથી. તેને તો સઘળું પ્રભુની વિભૂતિ રૂપજ દેખાય છે.

* * * *
* * * *

## —: તીર્થવાસ–પવિત્ર સ્થળમાં વાસ. :—

પવિત્ર તીર્થની જગ્યાઓમાં રહેવાથી અથવા તો તેમની જાત્રા કરવાથી ભક્તિભાવ ઉપજે છે. તીર્થસ્થાન પવિત્ર શા માટે ગણાય? કાશીખંડમાં કહ્યું છે કે, "તે જમીનમાં કે પાણીમાં કાંઇ અસાધારણ ગુણ હોય છે અથવા તો સાધુસંતોનો વાસ તે સ્થાનને પવિત્ર કરે છે."

જ્વાલામુખી તીર્થમાં પર્વતની ટોચે ઉપરથી નીકળતી જ્વાળાઓ, સીતાકુંડનો ઉન્હો ઝરો, કેદારનાથની બરફથી ઢંકાયલી ટેક-

રીઓ અને હરદ્વારમાં પવિત્ર ગંગાનો સુંદર દેખાવ, એ સ્થળો જોઇને એવો તે કોણ હોઇ શકે કે જેનું હૃદય તે મહાન પ્રભુની ભક્તિથી નહિ દ્રવે ? એવો કોણ છે કે જેના મનમાં વૃંદાવનમાં જઇને શ્રીકૃષ્ણનો વિચાર કરતાં, નવદ્વીપમાં ગૌરાંગ ચૈતન્યનાં કાર્યો યાદ આવતાં, બુદ્ધગયામાં બોધિવૃક્ષ નીચે બેસતાં અને અયોધ્યામાં રામનાં સંસ્મરણો યાદ આવતાં પવિત્ર વિચારો નહિ ઉભરાય ? આ સ્થળો માત્ર પવિત્ર સંસ્મરણોને માટેજ ઉપયોગી નથી. અરે ! આવે સ્થળે કેટલાએ માણુસો આવીને સાધુ સંતોના સમાગમથી અતુલ લાભ પ્રાપ્ત કરીને ગયા હશે !

× × × ×
× × × ×

—: આત્માર્પણ :—

શ્રીમદ્ ભાગવતમાં ભક્તિને ઉત્તેજન આપે એવું એક સાધન નીચે પ્રમાણે આપ્યું છે; " કાયાથી, વાચાથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, આત્માથી કે પ્રકૃતિથી, જે જે કાર્ય કરો તે બધાં શ્રી કૃષ્ણને અર્પણ કરો." (સ્કંધ. ૧૧. અ. ૨ શ્લોક ૩૬.)

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે, " જે કાંઇ તું કરે છે, તું જે આહાર કરે છે, તું જે કાંઇ યજ્ઞમાં હોમે છે, જે કાંઇ દાન કરે છે, અને હે અર્જુન ! તું જે કાંઇ તપ આચરે છે, તે સઘળું મને અર્પણ કર. "

ઉપર ગણાવેલાં સાધનો ભક્તિને પુષ્ટિ આપનારાં છે.

આ વિષય શ્રી કૃષ્ણ ભગવાને ઉદ્ધવને આપેલો ઉપદેશ આપી બંધ કરીશું.

" જે મનુષ્યો મારી કથા શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે છે, મારૂં

ભજન કરે છે અને સત્ય હૃદયથી મારી ભક્તિ કરે છે, મારી સ્તુતિ કરે છે અને ભાવથી મારૂં પૂજન કરે છે, મારા ભક્તો ઉપર પ્રીતિ રાખે છે, સર્વ પ્રાણી માત્રમાં મનેજ દેખે છે, તેના શરીરના અવયવો મારે ખાતર હલાવે છે, મારા ગુણ ગાવાને માટે બોલે છે, મન મનેજ અર્પણ કરે છે, પૈસો સુખ અને વૈભવની દરકાર કરતા નથી, વળી યજ્ઞ યાગાદિ, દાન સઘળું મનેજ અર્પણ કરે છે, એટલુંજ નહિ પણ પોતાની જાતને પણ મને અર્પણ કરે છે, તેઓ મારી ભક્તિને પામે છે, અને મારી ભક્તિ પામ્યા પછી બીજું ઇચ્છા કરવા જેવું શું બાકી રહ્યુ ?" ( શ્રીમદ્‌ ભાગવત સ્કંધ ૧૧ અ. ૯ શ્લો. ૨૦-૨૪. )

× × × ×

× × × ×

## —: મનની એકાગ્રતા. :—

પ્રભુભક્તિ એકાગ્રતા શિવાય થઇ શકેજ નહિ, અને ભક્તિમાં ફતેહ મેળવવા માટે એકાગ્રતા તદ્દન આવશ્યક છે. ભક્તનું મન એ ભક્તિના માર્ગમાં એક મ્હોટો અંતરાય છે. આપણામાંથી ઘણા-ખરાને આ વાતનો અનુભવ થયો હશેજ. આપણે જઇને કોઇ મહા-ત્મા પાસે બેસીએ છીએ, અને કોઇ આધ્યાત્મિક પ્રસંગનું શ્રવણ કરતી વખતે આપણું મન તો કયાંએ ઘર સંસારની નજીવી બાબ-તમાં ગોથાં ખાયા કરે છે, અને તે મહાત્માની વાણી આપણે માટે તો ભેંસ આગળ ભાગવત જેવી જ થઇ પડે છે. આપણે પ્રભુનું નામ દેવા માંડીએ છીએ અને આંગળી પરથી મણકા ચાલ્યા જાય છે, અને હોઠ પણ નિયમિત રીતે ફફડે છે પણ આપણું મન ક્યાં ભટકે છે ? અહો ! તે તો આપણા ભાડૂતો પાસેથી ભાડું ઉઘ-

રાવવામાં રોકાયું છે ! આપણે સંકીર્તનમાં ભાગ લેવાને જઇએ છીએ, અને સંકીર્તન પણ બરાબર રંગમાં જામ્યું છે. આપણા મિત્રો પર ભજનથી ઉંડી અસર થઇ છે પણ આપણું મન તો પ્રતિપક્ષી સાથે કેસ કેવી રીતે લઢવો તેની ગોઠવણ કરવામાં રોકાયું છે. વૃંદાવનમાં ગોવિંદજીના મંદિરમાં કથાનું શ્રવણ કરીએ છીએ, હૃદયમાં સારા વિચારો પણ આવે છે, પણ મન ક્યાં ભટકે છે ? અહો ! મન તો આપણા ઘરના વાડામાં કૂવો ખોદાવવાના વિચારોમાં ગુંથાયું છે ! આપણે સૂઇ જતાં પહેલાં પ્રભુની પ્રાર્થના કરીએ છીએ, પ્રભુ આપણી સમીપ આવે છે, પણ આપણું ક્યાં ઠેકાણું છે ? અરે ! મન તો આપણા ભાગીદાર સાથે એક આમલીના ઝાડની બાબત તકરાર કરવામાં રોકાયલું હોય છે ! આ પ્રમાણે **ભટકતું મન ભક્તિના માર્ગમાં મહાન અંતરાયરૂપ છે !**

ઉપર બતાવેલા ઉપાયોનો થોડો વખત અભ્યાસ કરવાથી ભટકતું મન સ્થિર થશે, પણ પતંજલિ ઋષિએ **એકાગ્રતા પ્રાપ્ત કરવાના આઠ ઉપાયો** બતાવ્યા છે તે નીચે આપેલા છે;

૧. ચંચલ વૃત્તિ અટકાવવા માટે મનને હમેશા એકજ સિદ્ધાંત ઉપર લગાડવાની જરૂર છે. મનને એકજ વસ્તુ ઉપર ચોંટાડવાથી, માણસનું મન ભટકવાની ટેવ છોડી દઇ એકાગ્રતા પ્રાપ્ત કરે છે.

૨. સુખી લોકોને માટે મૈત્રી, દુઃખી મનુષ્યો તરફ દયા ભાવ, પાપી તરફ ઉદાસીનતા રાખવાથી મન પ્રફુલ્લિત થાય છે.

ક્રોધ, દ્વેષ વગેરે લાગણીઓ મનને ભમાવે છે પણ પ્રેમ, દયાભાવ વગેરે સાત્વિક લાગણીઓથી સઘળી કટુતા દૂર થાય છે, અને મન આનંદમાં રહે છે, અને તેથી એકાગ્રતાને મદદ મળે છે.

૩. પ્રાણાયામ કરવાથી એકાગ્રતા વધે છે. ઇન્દ્રિયો જ્ઞાનતંતુઓને આધારે કાર્ય કરે છે. માટે મનુષ્યે જ્ઞાનતંતુઓની કાર્યશક્તિને પોતાના સંયમમાં લાવવી જોઇએ. પ્રાણાયામનો અભ્યાસ કરવાથી મન એકાગ્ર થાય છે. પ્રાણાયામ કરવાને કોઇ અનુભવી માણસની જરૂર છે.

૪. ઘણીવાર સ્થૂલ પદાર્થોપર દૃષ્ટિ સ્થિર કરવાથી મન એકાગ્ર થાય છે.

૫. જ્યારે મન શોક રહિત કે આનંદથી ભરપૂર હોય છે ત્યારે એકાગ્ર થાય છે.

૬. જ્યારે ઇન્દ્રિયના ભોગની ઇચ્છા નાશ પામે છે ત્યારે મન એકાગ્ર થાય છે.

૭. કોઇ એકાદ દિવસની નિદ્રા કે સ્વપ્નને યાદ કરવું એ પણ એકાગ્રતાને મદદ આપે છે.

૮. પોતાની રૂચિને ફાવતા એવા કોઇ પણ પદાર્થનું ધ્યાન ધરવું. (પાતંજલ યોગસૂત્ર. પાદ ૧. સૂત્ર ૩૨–૩૯.)

આપણને જે પદાર્થ આનંદ આપે તેનું ધ્યાન કરવાથી તન્મયતા વધે છે. માણસ પોતાનું મન ચંદ્ર ઉપર સ્થિર કરે કે શરીરનાં નાડીચક્રો પર ચોંટાડે, તો તેથી પણ મન સ્થિર થાય છે. માણસને હમેશાં પોતાની વ્હાલી વસ્તુ ઉપર વિચાર કરવાનું બહુ ગમે છે, અને એવા કોઇ પણ પદાર્થ ઉપર ધ્યાન કરવાથી એકાગ્રતા વધે છે. પણ તે પદાર્થ વિષયવાસનાનો કે દુષ્ટ વિકારનો પદાર્થ હોવો જોઇએ નહિ. કારણ કે તેમનું ચિંતન કરવાથી તો મન ઉલટું ભટકે છે!

એકાગ્રતા શુદ્ધ પ્રેમના કોઇ પણ પદાર્થ ઉપર વિચાર કરવાથી

વધે છે તેનું એક ઉદાહરણ નીચે આપીએ છીએ.

એક વિદ્યાર્થી ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરવા ગયો. ગુરૂને માલૂમ પડ્યું કે શિષ્યનું મન હમેશાં પાઠની બ્હાર ભટકતું અને તેણે શિષ્યને પૂછ્યું, " તારૂં મન ક્યાં ભટકે છે ? " તું બેધ્યાન કેમ જણાય છે ? " તે શિષ્યે ઉત્તર આપ્યો, " મહારાજ ! મારે ઘેર એક સુંદર ભેંસ છે, તે મને બહુજ ગમે છે અને જ્યારે જ્યારે હું ભણવા બેસું છું ત્યારે ત્યારે મને તેનોજ વિચાર આવે છે. " પછી ગુરૂએ તેને અભ્યાસ બંધ કરવાનું કહી, તેની ભેંસ ઉપરજ વિચાર કરવાની છૂટ આપી. પછી શિષ્યે તે પ્રમાણે રાત દિવસ ભેંસના ઉપરજ વિચાર ચલાવ્યા કીધો. આ પ્રમાણે થોડો સમય વ્યતીત થયા પછી એક દિવસ ગુરૂ પોતાની ન્હાની સરખી ઓરડીમાં બેઠા હતા અને ત્યાંથી તેમણે પોતાના શિષ્યને અંદર આવવા કહ્યું, એટલે તે શિષ્ય નાના સરખા બારણામાંથી ઓરડીમાં દાખલ થયો. પણ ગુરૂને લાગ્યું કે હજી આ શિષ્ય અભ્યાસ કરવાને લાયક થયો નથી. એટલે પાછું તેને પોતાના મન ગમતા વિચારો કરવાને રજા આપી. વળી પાછા થોડા દિવસ એજ પ્રમાણે ગયા અને પાછા ગુરૂએ તેની તે ઓરડીમાં બેસીને શિષ્યને અંદર આવવા કહ્યું; પણ શિષ્યે જવાબ આપ્યો, " હું અંદર કેવી રીતે આવું ? મારાં શિંગડાં આ બારણામાંથી અંદર નહિ આવે ! " ગુરૂએ હવે જાણ્યું કે શિષ્યનું મન બરાબર તલ્લીન થઇ ગયું છે એટલે પછી તેમણે કહ્યું, " આવ ! તું ચાલ્યો આવ ! હું તારાં શિંગડાંને બારણામાં ભરાવા નહિ દઉં. " પોતાની ભેંસના ઉપર વિચાર કરતાં કરતાં તેનું મન એવું તો એકાગ્ર થઇ ગયું કે તે અલ્પ સમયમાં એક પ્રખ્યાત વેદવિશારદ થયો.

વળી ત્રાટકમુદ્રા એટલે નેત્રોને કોઇ એક પદાર્થ ઉપર સ્થિર કરવાથી પણ એકાગ્રતા વધે છે.

*　　*　　*　　*

*　　*　　*　　*

છેવટમાં, ભક્તિમાર્ગને માટે એકાદ બોલ બાકી રહે છે. ઉપર ગણાવેલા ઉપાયોનો અભ્યાસ કરવાથી ઇશ્વરના દર્શન કરવાનો કાંઇ હક્ક કોઇને પ્રાપ્ત થતો નથી, અથવા માણસ પોતાની શક્તિ માત્રનોજ વ્યય કરી તેને પ્રાપ્ત કરી શકે એમ પણ ધારવાનું નથી. ભક્તિમાર્ગમાં તો માણસ જેટલું કરે તેટલું ઓછું છે; કારણ કે ગમે તેટલી મહાન હોય છતાં પણ આખરે માણસની શક્તિ પરિમિત નથી શું ? પણ પ્રભુ પોતાને અનન્ય ભક્તિથી ન્હાનારને હમેશાં પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે. તેથીજ માણસોને કાંઈ પણ આશા રહે છે. એક સમયે યશોદાએ શ્રીકૃષ્ણ ભગવાનને દોરડાંથી બાંધવાને માટે નિશ્ચય કર્યો પણ દોરડું બે આંગળ ટૂંકું પડયું. તેણી વધારે દોરડાં લાવી છતાં પણ બે તસુ વળી ટૂંકું પડયું. પછી આખા ઘરનાં બધાં દોરડાંઓ ભેગાં કરીને લાવી છતાં એ પાછું ટૂંકું પડયું ! આ પ્રમાણે શ્રીકૃષ્ણને બાંધી શકી નહિ ! પછી યશોદાને આશ્ચર્ય લાગ્યું કે, " આ શું કહેવાય ? " પણ એટલામાં " દયા ભાવથી પોતાની માતાના શરીર પર પરસેવો નીકળતો જોઇ, તેના મસ્તકના અંબોડા પર બાંધેલો ગજરો સરી પડતો જોઇ પોતાની જાતેજ બંધાયા.

"આ પ્રમાણે શ્રીકૃષ્ણે બતાવ્યું કે બ્રહ્મા અને બ્રહ્માંડના પોતે ઇશ્વર હોવા છતાં પણ પોતે કોઇની આજ્ઞા પાળવાને બંધાયા નહોતા. પણ પોતાની ભક્તિ કરે તેને તે પોતે વશ થાય છે."

( શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૦ અ. ૯. શ્લો. ૧૮-૧૯. )

**પોતાની શક્તિ, તપશ્ચર્યા કે ભક્તિથી કોઈ પણ માણસ પ્રભુને પ્રાપ્ત કરી શકે નહિ. પણ જે માણસ પોતાના સઘળા પ્રયત્નો તૃણના જેવા નજીવા ગણી નમ્રતાથી કામ કર્યા જાય છે, અને પોતે એમ માને છે કે એની કૃપા વિના પ્રભુપ્રાપ્તિ થશેજ નહિ તેજ માણસના આત્માની તીવ્રતા તરફ જોઇને પ્રભુ તેને પોતાના કૃપા-કટાક્ષથી તારે છે !**





## પ્રકરણ ૧૭ મું.

### ભક્તનાં લક્ષણ અને ભક્તિની સીડીનાં પગથીયાં.




લોકોને સ્વાભાવિક રીતેજ ઇશ્વર કૃપાથી પ્રભુ-પ્રાપ્તિ થાય છે તેમની વાત કોરે મૂકીને, આપણા જેવા સામાન્ય માણસોએ તો ભક્તિ મેળવવાને ખાસ પ્રયત્ન કરવો જોઇએ. ભક્તિનાં બીજ કેવી રીતે રોપાય છે તે વિષે તો આગળ પુરતું કહેવામાં આવ્યું છે. હવે તે ફળપ્રાપ્તિ કેવી રીતે થાય છે, અને ભક્તિ પરિપાકને કેવી રીતે પામે છે, અને ભક્તનાં જીવનમાં કયા કયા સંજોગો ધીમે ધીમે ક્રમે ક્રમે બ્હાર આવે છે તેનો આ-પણે વિચાર કરીશું.

શ્રીમદ્ ભાગવતમાં હાબી નામના ૠષિએ ભક્તના ત્રણ પ્રકાર પાડેલા છેઃ—૧. ઉત્તમ, ૨. મધ્યમ, ૩. કનિષ્ઠ.

"જેઓ માત્ર પ્રતિમાની પૂજા કરે છે, પણ પ્રભુના ભક્તો પર કે બીજા કોઇ પર આસ્થા રાખતા નથી તેઓ કનિષ્ટ વર્ગના

ભક્તો છે." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧ અ. ૨, શ્લોક ૪૭.)

જેઓ મૂર્તિને માનતા નથી પણ જેમનાં હૃદયમાં પ્રભુને વિષે કાંઇક આકર્ષણ થવા લાગ્યું છે, અને જેઓએ પ્રભુની ભક્તિ કરવાની શરૂઆત કરી છે, પણ જેમનાં હૃદયમાં આસ્થા નથી તેઓ પણ આ વર્ગમાં આવી જાય છે. આવા લોકો કનિષ્ટ ભક્તો છે, કારણ કે જ્યાં જ્યાં પોતાનો સ્વાર્થ સધાય એમ હોય, ત્યાં આગળ આવા લોકો પાપ કરવાને ભાગ્યેજ અચકાય છે. તેમને હજી દાન અને દયા શીખવાનાં હોય છે, હજી અભિમાનથી તેઓનું હૃદય ભરેલું હોય છે, અને ખાસ કરીને વેર લેવાની લાગણી તેમનામાં વધારે હોય છે. ક્રોધ, મોહ અને લોભ પણ તેઓમાં હોય છે. માત્ર ઇશ્વરને માટે યત્કિંચિત્ ભાવ ઉત્પન્ન થયો હોય છે એટલે ફક્ત ક્ષેત્ર તૈયાર છે એમ ગણી શકાય.

મધ્યમ કોટિના ભક્તનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

"જેની પ્રભુપર પ્રીતિ છે અને જે તેના ભક્તોપર પણ પ્રેમની દૃષ્ટિથી જુએ છે, તથા જે શત્રુ તરફ ઉદાસીન વૃત્તિ રાખે છે તે મધ્યમ પ્રકારનો ભક્ત છે." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧. અ. ૧૧. શ્લોક ૪૬).

આવા માણસને ભક્તિની ઉચ્ચ કોટિ પ્રાપ્ત થયલી જાણવી. પ્રથમ પ્રભુને માટે લાગણી હતી તે હવે પ્રેમના રૂપમાં પરિણામ પામેલી હોય છે. વળી પ્રભુના ભક્તને સાધુ પુરૂષોના સમાગમમાં પણ રતિ ઉત્પન્ન થાય છે. અજ્ઞાન માણસોને માટે તિરસ્કારને બદલે દિલસોજી ધરાવે છે, અને શત્રુને માટેની વેર અને ઝેરની લાગણી હવે તેમનાં વર્તન તરફ અને તેમનાં કર્મો તરફ બેદરકારી અને અનાદરના રૂપમાં ફેરવાઇ જાય છે. પરંતુ હજી

ભક્તાનું પૂર હૃદયમાં આવ્યું નથી, અને હૃદય તે પૂરમાં તણાયું નથી.

ઉત્તમ ભક્તનાં લક્ષણો વળી જૂદાં છે.

"જે પોતાની જાતમાં અને બીજા માણસોમાં બીલકુલ ભેદભાવ રાખતો નથી, અને પારકાની માલમિલ્કત તરફ જાણે તે પોતાનીજ હોય તેમ વર્તન કરે છે, અને સર્વ પ્રાણી માત્રને માટે સમભાવ રાખે છે, તથા જેણે પોતાનું **મન અને આવેશોને વશ કર્યા છે** તે સર્વોત્તમ ભક્ત છે.

"વળી, જે માણસ અખિલ જાતમાં પ્રભુની શક્તિનોજ આવિર્ભાવ જુએ છે, અને પ્રાણીમાત્ર પ્રભુમય જીવન ગુજારે છે એવું અનુભવે છે, તે ઉત્તમ ભક્ત છે." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧. અ. ૨. શ્લો. ૫૨—૫૪.)

વળી, "સંસારની સુખ દુઃખની ઘટમાળને જે વિષ્ણુની માયારૂપ ગણે છે, અને જે ઇન્દ્રિયજન્ય સુખોનો અનુભવ કરતો છતાં તે ભોગોથી આનંદ કે શોક પામતો નથી તે ભક્ત ઉત્તમ છે.

"જે હરિની અનન્ય ભક્તિવડે કરીને જન્મ, મરણ, તૃષા, દુઃખ, કલેશ કે ભયથી પરાજય પામતો નથી, કારણ કે તે સઘળાં તો માત્ર શરીર, ઇન્દ્રિય, મન અને બુદ્ધિનેજ અસર કરી શકે છે; વળી જેના **મનની એક પણ કામના ઐહિક સુખની પ્રાપ્તિને માટે હોતી નથી,** જે ભગવાન ઉપર સંપૂર્ણ ભરોસો રાખે છે, તે ભક્ત શ્રેષ્ઠ છે.

"જે માણસ પોતાના કુળનું, જાતનું, કાર્યનું કે સ્થિતિનું કદી પણ અભિમાન કરતો નથી તે પ્રભુને પ્રિય છે.

"દેવતાઓ પણ જેને પામવાને મથે છે, એવા શ્રી પ્રભુનાં ચરણકમળમાંથી પોતાનું હૃદય ત્રૈલોક્યના રાજ્યને માટે પણ જે

એક ક્ષણ પણ ખસેડતો નથી; અર્થાત્, સર્વ વાસનાઓનો ત્યાગ કરી જે મનુષ્ય પોતાનું હૃદય પ્રભુનાં ચરણોમાં સતત આસક્ત રાખે છે તે ભક્તોમાં ઉત્તમ છે." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧. અ. ૨. શ્લો. ૪૮–૫૦).

"હરિનાં ચરણકમળના પ્રતાપથી જેના હૃદયમાંથી કામ અને કામનાઓ નાશ પામેલાં છે, તેવા માણસના હૃદયમાં સંસારની ક્ષુદ્ર વાસનાઓ કેવી રીતે વાસ કરી શકે? એકવાર શાંત ચંદ્રનો શીતળતાદાયી ઉદય થયા પછી વળી સૂર્યનો તાપ કેવી રીતે સંતાપ આપી શકે?

"જે માણસ નિષ્કામ પ્રેમનાં બંધનથી હરિનાં ચરણકમળ સાથે બંધાયો છે, અર્થાત્, હરિનાં ચરણકમળ ઉપર જે અનન્ય પ્રેમ રાખે છે, તેને ઉત્તમોત્તમ ભક્ત જાણવો." (શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧. અ. ૨.)

વળી શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને નીચે પ્રમાણે કહ્યું છે;

"કોઇ પણ પ્રાણીના ઉપર જેને લેશ પણ દ્વેષ નથી; જે કરુણાળુ, નિર્મમ, અહંકાર વગરનો, ક્ષમાવાન અને સુખ દુઃખમાં સમાનભાવવાળો, હમેશાં સંતોષી, મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો, આત્મસંયમી, દૃઢ નિશ્ચયવાળો છે; વળી જેણે પોતાનું મન અને બુદ્ધિ મને અર્પણ કરેલાં છે અને જે મારો ભક્ત છે તે મને પ્રિય છે.

"જે માણસનું મન સંસારનો દ્વેષ કરતું નથી, અને જેનો ત્યાગ સમાજ કરતો નથી; જે હર્ષ, શોક, ભયરહિત છે તે મને પ્રિય છે.

"જેને અપેક્ષા નથી; જે પવિત્ર છે, દક્ષ છે, ઝડપવાળો છે, ઉદાસીન છે અને વ્યથારહિત હોઇ સર્વારંભનો ત્યાગ કરનાર છે તે મને પ્રિય છે.

"વળી જેને દ્વેષ કે હર્ષ થતો નથી, તથા જે શોક કે ઇચ્છા રહિત છે, અને શુભાશુભ પરિણામોમાં સમભાવવાળો છે, એવો મારો ભક્ત મને પ્રિય છે.

"જે શત્રુ તથા મિત્ર તરફ સમદૃષ્ટિ છે, અને માનાપમાનમાં, શીતોષ્ણમાં, સુખ દુઃખમાં સમદૃષ્ટિવાન અને આસક્તિ રહિત, મૌન રાખનાર, યદચ્છાએ પ્રાપ્ત થાય તેમાં સંતોષ માનનાર, સંસારની ચિંતા વગરનો, દૃઢ મનવાળો છે તે ભક્ત મને પ્રિય છે." (શ્રીમદ્ ભગવદ્ગીતા. અ. ૧૨–શ્લો. ૧૩–૧૯.)

વળી ઉદ્ધવને શ્રીકૃષ્ણ ભગવાને ઉત્તમ ભક્તનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છે, " આપવા છતાં પણ જે પરમભક્તો કૈવલ્ય મોક્ષની ઇચ્છા પણ કરતા નથી, તેવા પવિત્ર અને ધીર ભક્તો મને પ્રિય છે." (શ્રીમદ્ ભાગવત સ્કં. ૧૧. અ. ૨૦ શ્લો. ૩૪.)

એક ખાસ ધ્યાનમાં રાખવાની વાત એ છે કે કોઇ **પણ સ્થળે ભક્તનાં લક્ષણ ગણાવતાં સંસારનો ત્યાગ કરવાનું કહેવામાં આવ્યું નથી.** શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને સંસારનો ત્યાગ કરવાનું કહ્યું નથી એટલુંજ નહિ પણ સંસારનો ત્યાગ કરવાની સાફ ના કહેલી છે. સુખદુઃખ, મિત્ર અને અરિ, માન અને અપમાન સઘળાંમાં સમાન રહીને મનમાંથી સંસારની ઇચ્છાઓનો ત્યાગ કરીને સંસારનાં સઘળાં કર્મો કરવાની આજ્ઞા આપેલી છે. શ્રીકૃષ્ણે અર્જુનને દુર્યોધન સામે યુદ્ધ કરવાની આજ્ઞા આપી, પણ તે તેના પર વેર લેવા માટે નહિ—પણ માત્ર ક્ષત્રિય તરીકે તેની ફરજ બજાવવા માટેજ. અલબત્ત, આપણી ફરજો અદા કરતાં એવા ઘણા પ્રસંગો આવશે કે જ્યારે આપણે પાપ અને અન્યાયની સામે યુદ્ધ કરવું પડશે. પાપી અને અન્યાયી-

ઓને શિક્ષા પણ કરવી પડશે અને કેટલાકને તો શારીરિક શિક્ષા પણ કરવી પડશે! પણ તેવે પ્રસંગે હૃદયમાં ક્રોધ કે દ્વેષ કે વેરની લાગણીને બીલકુલ પ્રવેશ કરવા દેવો નહિ.

*   *   *   *
*   *   *   *   *

કનિષ્ટ ભક્ત ક્રમે ક્રમે ઉત્તમ ભક્ત કેવી રીતે થાય છે તે હવે આપણે જોઇએ. શ્રીમદ્ ભાગવતમાં ઉદ્ધવને શ્રી કૃષ્ણ કહે છે કે,

"મારા જે ભકતો આત્મસંયમ કરી શકતા નથી તેઓ મારી ભક્તિને યોગે કરીને આવેગોથી પરાજય નહિ પામે.

"જેમ અગ્નિ પોતાની શિખાથી ઇન્ધનને ભસ્મ કરી નાંખે છે, તેવીજ રીતે મારા પ્રત્યેની ભક્તિ પણ સર્વ પાપનો સમૂળો નાશ કરે છે." (શ્રીમદ્ ભાગવત સ્કં. ૧૧ અ. ૧૪. શ્લો. ૧૯.)

જેમ જેમ માણસ ભક્તિમાં આગળ વધે છે તેમ તેમ તેનામાં પવિત્રતા પણ આવે છે. પ્રભુ પ્રત્યેનો પ્રેમ પ્રભુનાં ગુણોનું અનુકરણ કરવાને આપણા હૃદયમાં ઇચ્છા ઉત્પન્ન કરે છે. વળી જે માણસ પ્રભુ પર પ્રેમ રાખે છે તેને પ્રભુ ક્રમે ક્રમે પોતાની જાતનો સાક્ષાત્કાર કરાવે છે. પરમેશ્વર પોતે દોષરહિત અને પરમપવિત્ર છે તો તે દોષરહિત પ્રભુને ચ્હાનાર માણસ પોતાને પાપના છાંટા લાગવા દેશે ખરો કે? મનુષ્યનો સ્વભાવજ છે કે પોતાને ગમતી વસ્તુનું અનુકરણ કરવું, અને તેથી પ્રભુના ગુણનું વધારે ને વધારે અનુકરણ તેનો ભક્ત કર્યા વગર રહેશે નહિ. વળી પ્રભુ આનંદસ્વરૂપ છે અને જ્યારથી આપણે તેને ચ્હાવા માંડીએ છીએ ત્યારથી આપણું હૃદય આનંદથી ઉભરાય છે. પણ સઘળી પાપવૃત્તિઓ એ આનંદનો નાશ કરે છે એટલે માણસ તે વૃત્તિઓનો ત્યાગ કરે છે. **જેમ જેમ ભક્તિ વૃદ્ધિને પામે છે તેમ તેમ પાપનો નાશ**

**થવો જ જોઇએ.** શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે,

"આ મારી દૈવી માયા દુસ્તર છે, અને જે લોકો મારે શરણે આવે છે તેઓજ એ માયાને પાર કરી શકે છે." (શ્રીમદ્ ભગવદ્ગીતા અ. ૭. શ્લો. ૧૪.)

સનાતન નામના પોતાના શિષ્યને શ્રી ચૈતન્યે નીચે પ્રમાણે બોધ આપ્યો હતો:

"ધનપ્રાપ્તિથી ભોગેચ્છાઓને તૃપ્ત કરી શકાય છે અને ઇચ્છાઓ તૃપ્ત કરી શકાય છે, અને ઇચ્છાઓ તૃપ્ત થતાં આપણા મનમાં ઉત્પન્ન થતી તંગી કે જરૂરીયાતની લાગણીઓનો નાશ થાય છે; તેવીજ રીતે પ્રભુની ભક્તિથી પ્રભુનો પ્રેમ પ્રગટે છે અને પ્રેમનો સ્વાદ લેતાંજ સઘળાં સંસારનાં દુઃખોનો અંત ખચીત આવે છે."

વળી ભક્તિથી માણસના હૃદયમાં એવી કોઈ શક્તિ આવે છે કે તેનાથી અજ્ઞાન હમેશાં દૂર થાય છે.

"જેવી રીતે દાવાનળ જંગલમાંના સર્પોને બાળીને ભસ્મ કરી નાંખે છે તેવી રીતે ભક્તિ અજ્ઞાનનો નાશ કરે છે." (પદ્મપુરાણ).

અજ્ઞાનના નાશની સાથે શ્રદ્ધા વૃદ્ધિ પામે છે, અને શ્રદ્ધા ઉત્પન્ન થતાં હરિના ગુણનું શ્રવણ કરવાથી ધ્યાન કરવાની ઇચ્છા થઇ આવે છે, અને ધ્યાનને લીધે આકર્ષણ અને આકર્ષણથી પ્રેમ થાય છે. શ્રીરૂપ ગોસ્વામી ભક્તિરસામૃતસિંધુમાં કહે છે,

"પ્રથમ સત્સંગ માટે માન, ત્યાર પછી તેને માટે ઇચ્છા, અને તેમાંથી ભક્તિ, અને તેને પરિણામે પાપનો ક્ષય, અને પાપના ક્ષયને લીધે શ્રદ્ધા, અને છેવટે નિષ્કામ પ્રેમ."

વળી બીજે સ્થળે તેમણે લખ્યું છે કે,

**"પ્રભુ પ્રતિ ભાવ એ તેના પ્રત્યેના પ્રેમનું પહેલું પગથાયું છે."**

" પ્રભુને માટે ભાવ એટલે શું ? " એવું કોઇને લાગશે. તેનો અર્થ નીચે પ્રમાણે છે; " જે લાગણીથી હૃદય શુદ્ધ સાત્વિક ગુણોથી ભરપૂર થાય અને જેનાથી પવિત્ર ભાવનાઓનો ઉદય થઇને હૃદયમાંથી સર્વ પાપવૃત્તિ નાશ પામે અને જે લાગણી પ્રેમની પ્રતિકૃતિ રૂપ હોય તેને ' ભાવ ' કહે છે. "

શ્રીરૂપ ગોસ્વામીના મત પ્રમાણે જે માણસમાં પ્રભુ પ્રત્યેનો ભાવ અલ્પ સમયથીજ શરૂ થયો હોય છે, તેનાં લક્ષણો નીચે પ્રમાણે છે:—

" દુઃખ અને સંકટમાં જેનું મન સ્થિર રહે છે, તથા જેનામાં સતત ધ્યાન, વિષય ભોગ તરફ તિરસ્કાર, માન કે પ્રતિષ્ઠાની ખોટી લાગણીનો અભાવ, ઉગ્ર આશા, કાર્ય સાધવાની તીવ્ર ઇચ્છા, પ્રભુગુણ ગાવાની અત્યંત આકાંક્ષા, જગત ઉપર પ્રેમ વગેરે લક્ષણો ખાસ છે. "

જે માણસમાં ઉપર વર્ણવેલા ગુણો હશે, તેનામાં નીચે આપેલાં ચિન્હો પણ ક્રમે ક્રમે વિકાસ પામશે. તે **સાત્વિક ભાવનાં લક્ષણો** છે.

**"શ્વાસોચ્છ્વાસનું બંધ પડવું, પ્રસ્વેદ, રોમાંચ, વિવર્ણતા, ગદ્‌ગદ્ કંઠ, શરીરનું ખેંચાવું, શરીર પર ફીકાશ આવવી, અશ્રુપાત, સંજ્ઞાનો લોપ–સમાધિ. "**

શ્વાસોચ્છ્વાસ બંધ પડવાનું કારણ આનંદની લાગણી છે, અથવા તો ભય, વિસ્મય, ક્રોધ અથવા શોક પણ હોઈ શકે. શરીર જડ થઇ જાય છે, અને ઇન્દ્રિયો પણ પોતાનાં કાર્યો કરવાનું બંધ કરે છે. થોડો સમય તો વાચા પણ બંધ થઇ જાય છે. પ્રભુના માધુર્યને લીધે આનંદ થાય છે. પ્રયત્ન કરવા છતાં પણ પ્રભુ પ્રાપ્ત

નહિ થાય એવી લાગણીને લીધે ભય ઉત્પન્ન થાય છે. પ્રભુનાં જૂદાં જૂદાં સ્વરૂપો આ જગતમાં આપણી આસપાસ જોઇને વિસ્મય થાય છે. પ્રભુથી વિયોગ થવાને લીધે શોક થાય એ સ્વાભાવિક છે. ઇશ્વરના નિંદકો પ્રત્યે ક્રોધ થાય છે. કોઇ કોઇ વાર તો પ્રભુના પોતાના પ્રત્યે પણ જ્યારે તે કૃપાદૃષ્ટિ કરતો નથી ત્યારે ક્રોધ થાય છે. પ્રસ્વેદ થવાનું કારણ આનંદ, ભય અથવા ક્રોધ એ ત્રણમાંનું એક કે સામટાં હોય છે. વળી રોમાંચ પણ વિસ્મય, આનંદ કે ઉત્સાહને લીધે થાય છે. કંઠ ગદ્ગદ્ થવાનાં કારણો શોક, આનંદ, વિસ્મય, ક્રોધ અથવા ભય હોઇ શકે. ચિંતા, ભય અથવા આનંદની લાગણીને લીધે શરીર કંપમાન થાય છે. શોક, ભય કે ક્રોધથી વર્ણ બદલાય છે, તથા શરીર સૂકાય છે. આનંદ, શોક અથવા ક્રોધને લીધે અશ્રુપાત થાય છે. આનંદનાં અશ્રુ ઠંડાં હોય છે, પણ ક્રોધ કે શોકનાં ગરમ હોય છે. સંજ્ઞાનો લોપ હર્ષ કે શોકને લીધે થાય છે, અને સંજ્ઞાનો લોપ થતાં શરીર જમીનપર પડી જાય છે.

ઉપર વર્ણવેલાં આઠે લક્ષણો જે માણસોનાં હૃદયમાં ભક્તિની શરૂઆત થઇ છે તેનામાં દેખાતાં નથી, પણ તેમાંથી થોડાંક કાંઇક અંશે જોવામાં આવે છે. શ્રીરૂપ ગોસ્વામીના મત પ્રમાણે તે લક્ષણોના વિકાસની ચાર ભૂમિકાઓ છે.

૧. અગ્નિનું ધુંધવાવું. અર્થાત્, ઉપર ગણાવેલાં આઠ લક્ષણોમાંથી ફક્ત એક બે દેખાવા લાગ્યાં હોય અને ભક્ત તેમને મરજી પ્રમાણે સંતાડી શકે તે. નીચેના શ્લોકમાં વર્ણવેલી સ્થિતિ જુઓ:

" પાપને હરનાર શ્રી હરિના ગુણનું જેમ જેમ તે બ્રાહ્મણ શ્રવણ કરતો ગયો તેમ તેમ તેના નેત્રની પાંપણો કિંચિત્ આર્દ્ર

થઇ. તેના ગાલ પર લાલાશ તરી આવી અને નાસિકાપર પરસેવાનાં ટીંપાં બાઝયાં. "

૨. બળવું. અર્થાત્, જ્યારે ઉપર વર્ણવેલાં આઠમાંથી બે ત્રણ લક્ષણો સામટાં દેખાય અને તેમને ઢાંકયાં રાખતાં ઘણીજ મુશ્કેલી પડે તે સ્થિતિ. ઉદાહરણ તરીકે નીચે આપેલી સ્થિતિ જુઓ; " અરે સખી ! પર્વતની ગુફામાંથી જ્યારે વીણાના નાદ મેં સાંભળ્યો, ત્યારે મારો કંઠ ગદ્‌ગદ્‌ થઈ ગયો અને મારાં નેત્રોમાંનાં અશ્રુઓ મેં મહા પરાણે રોકી રાખ્યાં. પણ અફસોસ મારા અંગનો કંપ રોકવાને હું છેકજ અસમર્થ થઇ, અને એટલા ઉપરથી મારા ચતુર પરિજનોએ ' હું શ્રીકૃષ્ણ સાથે પ્રેમમાં છું ' એમ જાણી લીધું. "

૩. શિખા. અર્થાત્, ઉપર વર્ણવેલાં આઠમાંનાં ચાર પાંચ લક્ષણો એકે સામટાં ગાઢ રૂપમાં જણાય અને તેમને રોકી શકાયજ નહિ ત્યારે તે ત્રીજી અવસ્થા કહેવાય. તે નીચે આપેલા વર્ણન પરથી સમજાશે; " પોતાની સમીપમાંજ શ્રીકૃષ્ણ ભગવાનને જોતાં નારદરૂષિ આનંદથી એવા તો ભાન ભૂલી ગયા કે તેમનાથી ગદ્‌ગદ્‌ અવાજને લીધે સ્તુતિ થઇ શકી નહિ, શરીર કંપમાન થવાને લીધે વીણા પણ વગાડી શકયા નહિ, એટલુંજ નહિ પણ અશ્રુથી નેત્રો ભરાઇ આવવાને લીધે હરિનું દર્શન પણ કરી શકયા નહિ. "

૪. જ્વાલા. અર્થાત્, પાંચ કે છ લક્ષણો જ્યારે એક સામટાં દેખાય ત્યારે તે સ્થિતિને જ્વાલા સ્થિતિ કહેવાય. ઉદાહરણ તરીકે શ્રી ચૈતન્ય દેવની જગન્નાથપૂરીમાં થયેલી દશા વાંચો;

" હરિના રથની આગળ નૃત્ય કરતાં તેના શરીરમાં કેવો ફેરફાર થાય છે ! આઠે સાત્વિક વિકારો તેના હૃદયમાં એક સામટા

દેખા દે છે ! તેને રોમાંચ થાય છે, તથા માંસની પિંડીઓ ખેં-ચાય છે. તે સીમળાના વૃક્ષની પેઠે કંટકિત દેખાય છે; તેના દાંત એવા તો કંપે છે કે જાણે હમણાં બ્હાર નીકળી પડશે. તેને આખે શરીરે પરસેવો પરસેવો થઇ રહ્યો છે. તેની ત્વચામાંથી લોહી જાણે બ્હાર આવું આવું કરી રહ્યું છે. મહા મુશીબતે તે 'જગન્નાથ'ના પહેલા બે અક્ષરો ઉચ્ચારે છે એટલામાં તો તેનો અવાજ બંધ થઇ જાય છે. તેની આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વરસી રહ્યા છે, અને તેથી પાસેનાં માણસોનાં કપડાં ભીનાં થઇ જાય છે. તેની સુંદર મુખમુદ્રા ઘડીકમાં બાલ સૂર્યના જેવી સુવર્ણમય દેખાય છે, અને ઘડીકમાં મલ્લીક પુષ્પના જેવી સુંદર અને નાજુક દેખાય છે. ઘડીમાં તે અડગ ઉભો રહે છે, તો ઘડીકમાં તે પૃથ્વીપર આળોટે છે, અને ઘડીમાં લાકડાની પેઠે જડ થઇ ઉભો રહે છે." આ છે-વટની સ્થિતિ છે કે જેમાં આઠે વિકારો સામટા દેખાય છે, અને શરૂઆતની સ્થિતિ બદલાઇને તે સ્થિતિમાં પ્રેમ અત્યંત ગાઢ થ-ચેલો હોય છે.





# પ્રકરણ ૧૮ મું.

## પ્રેમ.

—:—



ભક્તિરસામૃતસિંધુમાં કહ્યું છે કે, " જે લાગણીથી હૃદય મૃદુ થાય છે, વળી જે લાગણી ' આ તો મારૂં પોતાનું ' એવી ભાવનાથી હૃદયને ઉભરાવે છે અને જે લાગણી પોતે ઘણી તીવ્ર હોય છે તેને ડાહ્યા લોકો પ્રેમ કહે છે. "

વળી નારદપંચરાત્રમાં લખ્યું છે કે, " ભીષ્મ, પ્રલ્હાદ, ઉદ્ધવ અને નારદ એઓએ પ્રેમનો અર્થ નીચે પ્રમાણે કરેલો છે. ' વિષ્ણુ ભગવાન પ્રત્યે મમતાની લાગણી—અનન્ય લાગણી—ને પ્રેમ કહેવાય છે. ' " વળી નારદઋષિએ આપેલી ભક્તિની વ્યાખ્યા ફરી આપીએ છીએ, " ભક્તિ એટલે કોઇના તરફ પરમ પ્રેમની લાગણી. " વળી શાંડિલ્ય કહે છે કે, "પ્રભુ પ્રત્યે અનન્ય પ્રેમ એજ ભક્તિ."

આગલા પ્રકરણમાં સાચા ભક્તનાં લક્ષણો ગણાવ્યાં છે. તે-

ઓનાં હૃદય કેવી રીતે શુદ્ધ થાય છે, તથા તેઓ અન્ય પ્રાણીઓ પર કેવી દૃષ્ટિથી જુએ છે તે પણ આપેલું છે. હવે આપણે ભક્ત અને ભગવાન વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોય છે તે ભક્તિમાર્ગનાં પુસ્તકોમાંથી આપીશું.

આપણે ઉપર જણાવી ગયા છીએ કે સાધારણ લાગણી જ્યારે પ્રેમના રૂપમાં ગાઢ થાય છે ત્યારે તે ક્રમે ક્રમે વૃદ્ધિને પામી, હૃદયની કુમળી લાગણી પ્રથમ રાગના રૂપમાં ફેરવાય છે, ત્યાર પછી ગાઢ પ્રેમ બંધાય છે અને અંતે તીવ્ર લાગણી ઉપજે છે. શાંડિલ્ય રૂષિ તેના વિશે નીચે પ્રમાણે કહે છે; " એક માણસનો બીજા માણસ સાથે કેવો સંબંધ છે, તે આપણે તેનું નામ તેના સમક્ષ બોલવાથી મુખાકૃતિ ઉપર કેવી અસર થાય છે તેના પરથી સ્પષ્ટ જાણી શકીયે છીએ. તેવીજ રીતે કોઇ પણ માણસના પ્રભુ પ્રત્યેના પ્રેમની શુદ્ધતા પ્રભુ સંબંધી તેના સમક્ષ વાત કરવાથી, રોમાંચ, અશ્રુ વગેરેથી જણાઇ આવે છે." **શુદ્ધ ભક્તિનાં કેટલાંક ચિન્હો** શાંડિલ્યરૂષિએ નીચે પ્રમાણે આપેલાં છે; **"સંમાન, બહુમાન, પ્રેમ, વિરહ, વિચિકિત્સા, મહિમાખ્યાતિ, પ્રભુ માટે પ્રાણનું ધારણ કરવું, સર્વત્ર તેનું દર્શન, તેની ઇચ્છાને આધીન થવું."**

સ્વપ્નેશ્વર શાંડિલ્યના સૂત્ર ઉપર ટીકા કરતાં દરેક ચિન્હને નીચે પ્રમાણે ઉદાહરણ સાથે સમજાવે છે:

**'સંમાન' એટલે અર્જુનમાં પ્રભુ પ્રત્યે જે લાગણી હતી તેને સંમાન કહી શકાય. " પોતે ગમે તે સ્થિતિમાં બેઠેલો હોય પણ ધર્માત્મા અર્જુન શ્રીકૃષ્ણ સમીપ આવતાં, ઉભો થયા વિના કદી રહેતો નહિ." ( શ્રી મહાભારત દ્રોણપર્વ અ. ૭૮. શ્લો. ૩ )**

' બહુમાન ' ની લાગણી ઇક્ષ્વાકુમાં હતી. " પ્રભુના નામનું શ્રવણ કરતાં વારજ તે રાજા, પ્રભુ ઉપર તેનો પ્રેમ હોવાને લીધે, તેને માટે માન દર્શાવતો. વળી મૃગ, કમળ અને વાદળાંના તરફ પણ માનની દૃષ્ટિએ જોતો કારણ કે તેઓમાં પ્રભુનાં નેત્ર, ચરણ અને પ્રભુના શરીરના રંગનું સામ્ય હતું. " ( નૃસિંહપુરાણ અ. ૨૫ શ્લો. ૨૧. )

' આનંદ ' ની લાગણી જેવી વિદુરમાં હતી તેવી લાગણી. " હે કમળનેત્ર ! તારા આવવાથી મને જે આનંદ થાય છે તેનું હું તને શું વર્ણન કરૂં ! તું સર્વ પ્રાણી માત્રનો પ્રાણનો પણ પ્રાણ છે. " ( શ્રી મહાભારત ઉદ્યોગપર્વ અ. ૯૦ શ્લો. ૨૪. )

' વિરહ, ' વૃંદાવનની ગોપિકાઓમાં હતી તેવી લાગણી. " અમે તે શું કરીએ ? અમારાથી બોલાતું નથી, અને એ પણ અમારે માટે શું કરી શકે ? અમે તો વિરહાગ્નિથી બળીએ છીએ." ( વિષ્ણુ પુરાણ. અ. ૫ શ્લો. ૧૫ ).

' ઇતર વિચિકિત્સા, ' જેવી કે ઉપમન્યુમાં હતી તેવી લાગણી. " શ્રીશંકરની આજ્ઞા હોય તો હું એક કીટ પણ બનું અને તીડ થવાનું કબુલ કરૂં. પરંતુ હે ઇન્દ્ર ! ત્રિલોકનું રાજ્ય તું મને આપે તો તે મારે માન્ય નથી. " ( મહાભારત. અનુશાસન પર્વ અ. ૧૪. શ્લો. ૧૮૯. )

મહિમાખ્યાતિ. ' એક સમયે યમરાજાએ નર્કના એક અપરાધીને પૂછ્યું, " હે માણસ ! તેં સકળ પાપ-વિનાશક શ્રી પ્રભુની ભક્તિ કરી નથી કે શું ? " (નૃસિંહપુરાણ અ. ૮ શ્લો. ૨૧). વળી યમરાજા પાશપાણિ દૂતોને 'તેમના કાર્ય ઉપર જતી વખતે

કહે છે કે, " તમારે મધુસૂદનના ભક્તો શિવાય બીજા બધાનો સ્પર્શ કરવો, કારણ કે એના ભક્તો શિવાય બાકીના બીજા બધા મારા અધિકારમાં છે. " ( વિષ્ણુપુરાણ અ. ૩ શ્લો. ૭.)

' પ્રભુને માટે જીવન ધારણ ' કરવું તેનું ઉત્તમ દૃષ્ટાંત શ્રીહનૂમત્ છે.—તદર્થે પ્રાણધારણ. " જ્યાં સુધી જગતમાં તારી પવિત્ર કથા વંચાશે, અને પ્રચલિત હશે ત્યાં સુધી હે રામ ! હું દુનિયામાં જીવનને ધારણ કરીશ. " ( શ્રીરામાયણ ઉત્તરકાંડ. )

ઉપરિચર નામનો વસુ સર્વ વસ્તુઓ પ્રભુની છે એ કેવી રીતે માનતો અને તે પ્રમાણે કેવી રીતે ચાલતો તે નીચેના શ્લોક ઉપરથી જણાશે; " તે પોતાનું રાજ્ય, સ્ત્રી, રથ વગેરે સઘળું પ્રભુનું જ છે એમ હમેશાં માને છે અને તેજ રીતે તેમના તરફ જુવે છે." ( મહાભારત શાંતિપર્વ અ. ૩૩૫ શ્લો. ૨૪. )

વળી સર્વ પ્રભુમય જોવાનો દાખલો પ્રલ્હાદજીના જીવનમાં મળી આવે છે; " પંડિતો તો સર્વ વસ્તુઓને સમાનદષ્ટિથી જુવે છે, કારણ કે બધી સૃષ્ટિ પ્રભુનુંજ સ્વરૂપ છે. " ( વિષ્ણુપુરાણ અ. ૧ શ્લો. ૧૯ ).

' ઇચ્છાધીનત્વ ' ભીષ્મ પિતામહના જીવનમાં તેમના મરણ સમયે સ્પષ્ટ જણાઇ આવે છે. જ્યારે ભીષ્મપિતામહ મૃત્યુની સમીપ જવા લાગ્યા ત્યારે બોલી ઉઠયા, " હે દેવેશ ! હે જગન્નિવાસ ! હે સર્વવ્યાપિન્ ! પ્રભો ! આવ ! આવ ! હે શંખ–ચક્ર–ગદાપાણિ પ્રભો ! અખિલ બ્રહ્માંડના ઇશ ! મારા રથમાંથી મને ઉંચકીને નીચે ફેંકી દે. " ( મહાભારત ભીષ્મપર્વ અ. ૫૪ શ્લો. ૯૬–૯૭. )

વળી બંગાલી ભક્ત કવિ રામપ્રસાદે પણ ગાયું છે કે, "મને તો કાળો રંગ ગમે છે, કારણ કે છૂટા કેશવાળી કાલી જે આખા જગતને મોહ પમાડે છે તે પણ શ્યામ છે."

ચાંડાલ ગૂહક પણ કહેતો, "નવાં વાદળાં આકાશમાં આવે તેમને જોઇને મારી આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલે છે."

ઉપર આપેલાં બન્ને ઉદાહરણો 'માન'ની લાગણીનાં છે.

'આનંદ'ની લાગણી નીચે આપેલાં બે દૃષ્ટાંતો ઉપરથી સ્પષ્ટ થશે; "આનંદમય માતા મારા હૃદયમાં નિત્ય રમે છે. હું ગમે તે સ્થિતિમાં હોઉં પણ તેનું નામ કદી ભૂલતો નથી. મારાં નેત્રો બંધ કરૂં છું તોપણ મને કપાલમાલા ધારણ કરનારી માતાનાં દર્શન થાય છે. મારૂં બધું વ્યવહારિક ડહાપણ પરવારી ગયું છે, અને બધાં મને ગાંડો ગાંડો કહે છે. બધા મને ભલેને ગમે તેવો કહે! મને તો મરતી વખતે ફક્ત ગાંડી દેવી પ્રાપ્ત થાય એટલે મારી સઘળી ઇચ્છાઓ તૃપ્ત થયેલી માનીશ."

એક દિવસ વિદુરની સ્ત્રી નહાવા બેઠી હતી એટલામાં શ્રીકૃષ્ણ દ્વાર આગળ આવ્યા, અને વિદુરને બૂમ પાડી. શ્રીકૃષ્ણનો અવાજ સાંભળીને તે એવી તો હર્ષઘેલી થઇ ગઇ કે પોતે લૂગડું પહેરવાનું પણ વિસરી ગઇ અને શ્રીકૃષ્ણને મળવાને નગ્નાવસ્થામાંજ દોડી ગઇ. શ્રીકૃષ્ણે તરત તેના ઉપર પીછોડી નાંખી અને તે કપડું પોતાને શરીરે વીંટાળીને તે શ્રીકૃષ્ણને ઘરમાં લઇ ગઇ, અને પછી હર્ષને લીધે શું કરવું તેજ તેણીને સૂઝયું નહિ. તેની સ્થિતિ ઘણી ગરીબ હતી એટલે શ્રીકૃષ્ણને ખાવાને પણ શું આપે? પછી તે પાણી અને થોડાં કેળાં લઇને આવી. પણ હર્ષમાં એવી તો ઘેલી થઇ હતી કે કેટલીકવાર કેળાં છોલીને ગર આપતી અને કેટલીકવાર

ગર કાઢીને છોડાંજ આપતી ! શ્રીકૃષ્ણ ભગવાનને તો ભક્તને હાથે ઝેર મળે તો તે પણ સર્વથા ગ્રાહ્ય છે. તેમણે ફળ તથા છોડાં બન્ને નિરાંતે ખાધાં. એટલામાં વિદુર રાજસભામાંથી આવ્યા, અને પોતાની સ્ત્રીનું આવું ગાંડું વર્તન જોઇ તેણીને સમજણ પાડી ત્યારે તે શરમાઇને નીચું ઘાલી ગઇ. આના કરતાં પ્રભુ પ્રત્યે પ્રેમનું સારૂં ઉદાહરણ બીજું કયું હોઇ શકે ?

'વિરહ'નું સર્વોત્તમ દૃષ્ટાંત શ્રી ચૈતન્ય દેવ છે. કેટલાક વૈશ્ણવ કવિઓમાંથી નીચે ઉતારા આપ્યા છે. વિરહની પ્રાથમિક સ્થિતિનું વર્ણન નીચે આપેલું છે; "યુવાન ગૌરાંગ—ચૈતન્ય—નીચું મસ્તક રાખીને, જળ ભરી આંખે પૃથ્વીપર શું લખે છે ? એની સુવર્ણ જેવી કાયા ધોળી રૂની પૂણી જેવી કેમ થઈ ગઇ છે? તે આખી રાતના ઉજાગરાઓ કરે છે—એક ક્ષણ પણ નિદ્રા લેતો નથી. કોઈ એનો સ્પર્શ કરે તેના સામું અશ્રુપૂર્ણ નયનોથી જોઇ રહે છે. ઘડીએ પલકે મુખ હસ્ત ઉપર મૂકી નિસાસા નાંખતો બેસે છે."

જ્યારે ઘણીજ તીવ્ર લાગણી થઇ આવે છે, ત્યારે "વ્હાલો ગૌરાંગ છાતી કૂટે છે અને ડસકાં પર ડસકાં ખાય છે અને દુઃખથી 'હે પ્રભુ! હે પ્રભુ!' એમ બોલે છે. ગાઢ નિઃશ્વાસ મૂકે છે અને સજળ નેત્રે ગદાધરના તરફ નિહાળે છે. તેનું શરીર પરસેવાથી ન્હાઇ જાય છે અને તે નેત્રો એકજ સ્થળે સ્થિર કરી જોયા કરે છે. વિરહાગ્નિથી તેનું હૃદય બળે છે પણ શરીર બળીને ભસ્મ થતું નથી, અને શું કરવું એ કોઇને સૂઝતું નથી. હરિદાસ કહે છે કે હું તે શું કહું ? ગૌરાંગની આવી સ્થિતિ કોણ જાણે કેમ થાય છે ? જ્ઞાનદાસ તો કહે છે રાધાના પ્રેમની આ બધી દુર્દશા છે, કારણ કે રાધિકાનો જ પ્રેમ ગૌરાંગમાં વસે છે."

વિરહને લીધે ઉન્માદ આવે છે; "અરેરે! મારા ગૌરાંગ! તને આ શું થયું? હવે તો એને રાત્રિ કે દિવસ કશાનું ભાન રહેતું નથી, અને કારણ વગર તે હાસ્ય કરે છે! મારા ગૌરાંગમાં પ્રેમની લાગણી ઉભરાય છે એટલે તે ભાન ભૂલી ગયો છે. ઘડીકમાં તે ગીત ગાય છે, તો ઘડીકમાં અસંબદ્ધ સવાલો પૂછે છે અને બોલી ઉઠે છે 'મારો પ્રભુ ક્યાં છે?' અને વારંવાર તેનું આખું શરીર કાંપે છે. વળી તે હાથ ઉંચા કરી નાચે છે, કાંઇ કાંઇ મોઢેથી બડબડાટ કરે છે, અને પાછો આંખો મીંચી બોલી ઉઠે છે. 'હે પ્રભુ! હે પ્રભુ!' અને વળી મ્હોટેથી રડવા માંડે છે. દાસ નરહરિ કહે છે કે રાધાના પ્રેમને લીધે ગૌરાંગની આ દશા થઇ ગઇ છે. કલિયુગને આ પ્રમાણે તારવાને ચૈતન્યદેવ આવ્યા તો પછી મને ગરીબને શા માટે મોક્ષ નથી આપતા?"

વિરહની દશમી સ્થિતિનું વર્ણન નીચે આપેલું છે; "મારો સુંદર ગૌરાંગ સુવર્ણના જેવું શરીર ધૂળમાં રગદોળે છે, અને મૂર્છાગત થઇ જાય છે. થોડો સમય તેના શ્વાસોચ્છાસ પણ બંધ થઇ જાય છે! બધા શિષ્યો તેની આસપાસ વીંટલાઈ વળી રડવા માંડે છે. પુરૂષો અને સ્ત્રીઓ તેના સામું જુવે છે અને ડસકાં ખાય છે. અરે! પંખીઓ પણ રૂદન કરી મૂકે છે!"

કબીરને વિરહની કિંમત ખબર હતી એટલે જ તેણે કહ્યું છે કે, "હે કબીર! વિરહ વિના આ શરીર નકામું છે. વિરહ તો મારો રાજા છે. વિરહના વગર મનુષ્યનું હૃદય કાંતો અરણ્યના જેવું કે કબ્રસ્થાનનાં જેવું સૂનકારછે." વળી તે કહે છે, "**પ્રભુ ફક્ત હાસ્ય કરવાથી આપણને પ્રાપ્ત થશે નહિ; જેણે તેને મેળવ્યો છે તેણે આંસુઓથીજ જીતીને પ્રાપ્ત કર્યો છે.** આનંદથી મળતો હોત તો બધાજ તેને મેળવી શકત."

'ઇતિરવિચિકિત્સા'નું બીજું ઉદાહરણ મહાત્મા તુલસીદાસજી છે. તેઓ કહે છે, "આકાશમાં વાદળાં થાય છે, અને વાવાઝોડાં સાથે બરફનો વરસાદ આકાશમાંથી પડે છે. વળી વિજળીના કડાકા પણ થાય છે; પણ તે ઉપરથી ચાતક કાંઇ પાણીની શોધ કરવાને બીજાં સ્થળોમાં ભટકશે ખરૂં કે?"

રામપ્રસાદ પણ એજ લાગણીથી દોરાઇ કહે છે, "શિવની પત્ની સાક્ષાત્ શક્તિ એજ મારી માતા છે, તો પછી મને આ જગતમાં કોનો ભય છે? હું તો અનંત આનંદની મૂર્તિ મારી માતાની આજ્ઞા પ્રમાણે આનંદથી રહું."

'ગુણ કીર્તન' વિશે ઉપર આપેલા શાંડિલ્યરૂષિના ઉતારા કરતાં કાંઇપણ વિશેષ કહેવાનું રહેતું નથી.

ભક્ત હમેશા પોતાનું સર્વસ્વ પ્રભુનુંજ ગણે છે તેનું ઉદાહરણ નીચે આપેલા બંગાળી કાવ્યમાં મળશે.

"જાદુગરના નાટકનાં આપણે તો પૂતળાં છીએ. આપણે તો તેની મરજી પ્રમાણેજ નાચીએ છીએ. જ્યારે તેની મરજી થાય છે ત્યારે આપણને તે જીવાડે છે અને મારે છે. એ જે રાગરાગિણી આપણે માટે પસંદ કરે છે તેજ પ્રમાણે આપણે નાચીએ છીએ. સારૂં શું અને નબળું શું તે બધું એને માલૂમ છે. પ્રભુની શક્તિને લીધેજ આપણને વિજય મળે છે. તેની ઇચ્છા પ્રમાણે આપણે ઉઠીએ છીએ, બેસીએ છીએ અને દોડીએ છીએ. પ્રભુ બાજી રમે છે અને આપણે એનાં સોગઠાં છીએ."

રામપ્રસાદ કવિએ પ્રભુભક્તિ માટેજ જીવન ધારણ કરી પ્રાણી માત્રને પ્રભુમય કેમ જોતાં તે નીચેની કવિતામાં આપેલું છે; "સૂવાની ક્રિયા એ માતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ રૂપ છે, નિદ્રા એ

ધ્યાનની સ્થિતિ છે, શહેરમાં પરિભ્રમણ કરવું એ માતાની આસ-પાસ પ્રદક્ષિણા કરવા બરાબર છે. જે જે અક્ષર કાને પડે છે તે તે માતાના જપમંત્રરૂપ છે. મૂળાક્ષરનો પ્રત્યેક અક્ષર માતાનું જ નામ છે. રામપ્રસાદ કહે છે કે સર્વ પ્રાણીમાં–ચરાચર જગતમાં માતાજ વ્યાપ્ત છે."

વળી બીજા એક કાવ્યમાં કહે છે; "માતા પ્રત્યે જો હૃદય પ્રેમથી દ્રવતું ન હોય તો પછી આ શરીરનો પણ શો ઉપયોગ છે? જીવ્હાને પણ ધિઃકાર છે જો તે કાલી માતાનું નામ ન ઉચ્ચારે! જે નેત્રોએ માતાનાં દર્શન કર્યાં નથી તે પાપી નેત્રો જાણવાં. જે માણસનાં નેત્રો કાલીનું નામ શ્રવણ કરતાં હર્ષાશ્રુથી ભીનાં થતાં નથી તેના કર્ણો ભલે બ્હેરા થઇ જાવ! જવ, પુષ્પ, બિલ્વપત્ર અને ચંદન જે હસ્તોએ ચઢાવ્યાં નથી તે હાથને શું કરવા છે? જે ચરણો કાલીનાં મંદિરમાં જતા નથી તે ચરણો વૃથા ભટકે છે."

'પ્રભુને સંપૂર્ણ અર્પણ' "હે પ્રભુ! તું જે કાંઇ કરે છે તે મારે માટે હિતાવહજ છે" એવી લાગણીને કહેવાય છે. જીસસ ક્રાઇસ્ટ કહેતો હતો કે, "તારી આજ્ઞા પ્રમાણે વર્તીશ!" જેમનું ઐહિક સર્વસ્વ નાશ પામ્યું, માતા, સ્ત્રીપુત્ર બધાં મરી પરવાર્યાં, છતાં પણ તે કહેતો; "હે પ્રભુ! કદાચ તું મને કાપી નાંખશે તોપણ હું તો તારો ભરોસો કરીશ!" એજ ક્રિશ્ચિયન મતનો સાર નીચે આવેલા બંગાળી કાવ્યમાં વદે છે, "હે પ્રભુ! મારે માટે ગમે તે સ્થિતિ તું મુકરર કરે તે મને કલ્યાણકારકજ છે! માત્ર હું તને કદી પણ ભૂલું નહિ એટલે મારૂં માગ્યું મને આપ." સાચા ભક્તનું એક લક્ષણ એ છે કે પ્રભુપ્રાપ્તિમાંજ સંપૂર્ણ સંતોષ માનવો, અને સર્વ કામનાઓ, ક્રોધ, અભિમાન અને બીજા આવે-

શોનો ત્યાગ કરી સર્વ કર્મો પ્રભુપ્રીત્યર્થે કરવાં. ભક્ત પ્રભુ જોડે રમે છે, આત્મામાંજ આનંદ માને છે, પ્રભુને આલિંગન આપે છે અને ચુંબન કરે છે, અને પોતાના હૃદયમાં અહર્નિશ પ્રભુને વિરાજમાન કરી કાલ નિર્ગમન કરે છે. તેનો ગૌરાંગ ચૈતન્યનું જીવન એ એક સબળ પુરાવો છે. મુસલમાન ભક્ત કવિ હાફિઝે પણ આ પ્રભુમય પ્રણયના ઝરામાંથી પાન કર્યું હતું.

જયાં પ્રેમ હોય છે ત્યાં રીસ અને અભિમાન પણ હોય છે. ચૈતન્ય દેવ ઘણી વાર એ બન્ને લાગણીઓ પ્રભુ પ્રત્યે બતાવતા. રામપ્રસાદ કવિ માનભંગ થવાથી પ્રભુ પ્રત્યે કહે છે, "હવે હું તને કદી ફરીને 'મા' કહીને નહિ બોલાવું! મને તેં કેટલું દુઃખ દીધું છે? અને હજુ પણ વધારે ને વધારે દેતી જાય છે! વારે વારે હું તને 'મા', 'મા' કહીને બોલાવું છું. શું તું બ્હેરી થઇ ગઇ છે કે આંધળી થઇ છે? બાળકની આવી દશા થાય ત્યારે પછી માતાનો શો ઉપયોગ? મા જીવતી હોય અને છોકરાની આવી સ્થિતિ થાય એ શું? પહેલાં હું ગૃહસ્થ હતો; તેં મને ભટકતો બાવો કર્યો! હવે વળી વધારે તું શું કરવાની હતી? જે થવાનું હોય તે થાવ! હું ઘેર ઘેર ભીખ માંગીશ. મા મરી જાય એટલે છોકરાં પણ મરી જતાં હશે ખરાં કે? મા પોતાના છોકરાની વેરણ થાય એ કેવું આશ્ચર્ય! તારાથી થાય તે કરી નાંખજે! બગાડી બગાડીને તું મને પુનર્જન્મના ફેરામાં નાંખશે એજ કે નહિ?" આ પ્રકારનો ક્રોધ આખી દુનિયાના ભક્તિસાહિત્યમાં ભાગ્યેજ જોવામાં આવશે, અને તે માત્ર સાચા ભક્તનેજ શોભે છે.

સાચા ભક્તનાં લક્ષણો વિષે ચર્ચા કરતાં ગૌરાંગ ચૈતન્યદેવે શ્રીરૂપ ગોસ્વામીને નીચે પ્રમાણે કહ્યું હતું; "**ભક્તની યોગ્યતા**

પ્રમાણે ભક્તિ પાંચ પ્રકારની છે. તે પ્રકારનાં નામ—૧. શમતા, શાંતિ. ૨. સેવા. ૩. મૈત્રી. ૪. વાત્સલ્ય. ૫. દાંપત્ય.”

૧. શમતા-શાંતિમાં પ્રભુ પ્રત્યે ભક્તિ અને જગતના પદાર્થો પ્રત્યે વિરાગ, એ બે ભાવનાઓ વધારે આગળ પડતી હોય છે. હજી પ્રભુ ઉપર પ્રેમ ઉત્પન્ન થયો હોતો નથી, પણ પ્રભુના ગુણનું માત્ર માનસિક શક્તિથી પરિગ્રહણુજ થયેલું હોય છે.

૨. સેવા ભક્તિમાં પ્રભુના દાસ હોવાની લાગણી પ્રાધાન્યને પામેલી હોય છે. ભક્ત પ્રભુને માન આપે છે, અને સેવાથી પ્રભુને રાજી કરવા પ્રયત્ન કરે છે. એટલે, સેવામાં દાસત્વ અને શાંતિ એ બેનો સમાવેશ થાય છે.

૩. મૈત્રીમાં પ્રભુ ઉપર દૃઢ વિશ્વાસ પેદા થાય છે. સેવા અને માનની લાગણીને ઠેકાણે મિત્રની લાગણી ઉદ્ભવે છે. મૈત્રીમાં ગાઢ પ્રેમ અને આત્માનું ઐક્ય આવી જાય છે.

૪. વાત્સલ્યમાં પ્રભુ ભક્તને ન્હાના બાલક જેવો લાગે છે, અને તેમાં પહેલી ત્રણે પ્રકારની ભક્તિઓનો સમાવેશ થઇ જાય છે; એટલું નહિ પણ તેમાં લાલન-લાડ લડાવવાની અને ઠપકો આપવાની બે નવી ભાવનાઓ ઉમેરાય છે. ભક્ત પોતાની જાતને પિતા ધારે છે અને પ્રભુને બાલક ગણે છે.

૫. દાંપત્યમાં પહેલા ચારે પ્રકારની ભક્તિ ઉપરાંત ભક્ત પોતાનો આત્મા પ્રભુને અર્પણ કરે છે;—જેવી રીતે સ્ત્રી પોતાનો આત્મા પોતાના પતિને અર્પણ કરે છે તેવી રીતે.

જ્યારે પ્રલ્હાદ ભક્તિ કરતા હતા ત્યારે ભગવાન તેની ભક્તિથી પ્રસન્ન થઇને તેને વરદાન આપવાને આવ્યા અને બોલ્યા, “ હે

પ્રલ્હાદ! તારૂં કલ્યાણ થાઓ! હે અસુરશ્રેષ્ઠ! હું તારાથી બહુ પ્રસન્ન થયો છું; તારે જે વરદાન માગવું હોય તે માગ; કારણ કે મનુષ્યની બધી ઇચ્છાઓ હું તૃપ્ત કરી શકું છું." પ્રલ્હાદે જવાબ દીધો; "હે પ્રભુ! સ્વભાવથીજ કામનાઓથી ભરપૂર એવા મને હવે વરદાનની લાલચમાં શા માટે નાંખે છે? હે પ્રભુ! મેં તારી ભક્તિ કામનાથી મુકત થવા માટે કરી છે. તું મારી પરીક્ષા કરવા માગે છે કે શું? કામનાઓ સંસારના મૂળ બધનરૂપ છે. તું પરીક્ષા કરવા માટેજ મને પૂછતો ન હોય તો પછી દયાનિધે! જગન્નાથ! તું શા માટે એવી કામનાઓથી લલચાવવાને પ્રયત્ન કરે? હે પ્રભુ! જે માણસ તારી પાસે વરદાન માગે છે તે તો તારા પ્રેમનો વેપાર કરનાર વેપારી છે, તે કાંઇ તારો ભક્ત નથી; કારણ કે **જે ભકત હેતુને માટે ભક્તિ કરે છે તે ખરો ભકત નથી,** અને જે શેઠ પોતાને માન મળે એટલા માટે વરદાન આપે છે તે ખરો શેઠ પણ નથી. હે નાથ! હું તો તારો ભકત છું. મેં કાંઇ પણ કામના રાખ્યા શિવાય તારી ભક્તિ કરેલી છે. હે સમર્થ વરદાતા! જો તું વરદાન આપવાને એટલો બધો ઉત્સુક હોય તો મને એવું વરદાન આપ કે મારા હૃદયમાં કામના કદી ઉત્પન્ન થાયજ નહિ; કારણ કે કામનાઓની વૃદ્ધિ એટલે ઇન્દ્રિયો, લાગણીઓ, પ્રાણશક્તિ, બુદ્ધિ, પવિત્રતા, સહનશીલતા, નમ્રતા, સૌંદર્ય, શક્તિ, સ્મૃતિ અને સત્ય એ સઘળાનો સમૂળો નાશ—એમજ હું સમજું છું. હે કમલનેત્ર! જ્યારે મનુષ્ય પોતાની સર્વ કામનાઓને ત્યજી દે છે ત્યારેજ તે તારા મહિમાને લાયક થાય છે."

બંગાળાના ચોવીશ પરગણાના જીલ્લામાં એક કલેકટરનો બીટ·

-નીસ રહેતો હતો. તેનું મન ભક્તિ તરફ વધારે વળેલું હતું, અને તે રોજ સવારના પહોરમાં આપણા હિંદુ લોકોની પેઠે પ્રભુની પૂજા કલાકના કલાકો સુધી કર્યા કરતો, એટલે તેનાથી બપોરે વખતસર કચેરીમાં હાજર થવાતું નહિ. યુરોપીયન કલેક્ટરે એને ઘણીવાર ચેતવણી આપી, પણ તેની કાંઇ અસર થઇ નહિ. છેવટે કલેક્ટરે તેને નોકરીમાંથી બરતરફ કર્યો. તે માણસ કાલીઘાટ ઉપર ગંગા નદીપર એક ન્હાની ઝૂંપડી બાંધી તેમાં રહેવા લાગ્યો, અને રોજ પોતાની ભક્તિ વધારે ઉત્સાહથી કરવા લાગ્યો. તે રોજ ભિક્ષા માગીને પોતાનું પૂરૂં કરતો, અને ઘણી મુશ્કેલીથી તે પેટપૂરતું મેળવતો. તેના મિત્રોને તેની ઘણી દયા આવી, તેથી તેમણે કલેક્ટરને તેની જગા પાછી આપવાને અરજ કરી. એક દિવસ તે કલેક્ટર તેની ઝૂંપડીમાં ગયો અને ત્યાંનો બધો દેખાવ જોઇ તેને ઘણું લાગી આવ્યું, એટલે તેણે ચીટનીસને કહ્યું, "હું તને તારી જગા પાછી આપું છું. તું તારી મરજીમાં આવે ત્યારે પૂજા પૂરી કરીને પછી રોજ કચેરીમાં આવજે." તેણે જવાબ આપ્યો, "સાહેબ! હું આપનો સર્વથા આભારી છું અને આપની માયાળુતા કદીપણ વિસરીશ નહિ. પણ મેં જે નવી નોકરી લીધેલી છે તે એક હજાર રૂપિયા મળે તોપણ મને છોડવી ગમતી નથી; માટે મને માફ કરશો. જો કે હમણાં હું મારૂં જીવન ભિક્ષા માગીને ટકાવી રાખું છું તો પણ મને હાલ જે આનંદ મળે છે તે હું પછી ક્યાંથી લાવું? મને એવો આશીર્વાદ આપો કે મારા બાકી રહેલા બધા દિવસો હું ગંગા અને કાલી માતાની સેવામાં ગાળું." એમ કહી તેણે ચીટનીસની નોકરી પાછી સ્વીકારી નહિ. દાસભક્તિનું આ ઉદાહરણ આધુનિક છે.

મૈત્રીમાં માન અને સેવાને બદલે સમતાની લાગણી આવે છે. ભકત પોતાના પ્રભુને મિત્ર ગણી તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે, અને તેના ગળામાં પોતાનો હાથ નાંખે છે અને તેને ભેટે છે. તેમાં પણ રીસામણાં અને મનામણાં થાય છે, અને લાડ પણ આવી જાય છે. ભક્ત પોતાના ઉપર પ્રભુને ઘોડો કૂદાવવા દે છે અને પોતે પ્રભુના ખભા પર બેસી ઘોડો કૂદાવે છે. મૈત્રીનો ખાસ ગુણ તો એ હોય છે કે ભકતને પોતાના મિત્ર શિવાય બીજી કોઇ પણ વસ્તુ પ્રિય હોતી નથી. ગૂહક કહેતો કે, " આ જગતમાં મારા વ્હાલા રામ કરતાં બીજી કોઇ વસ્તુ મને વધારે પ્રિય નથી." સખાભકિતના દષ્ટાંત રૂપે અર્જુન અને ગૂહક એ બેનાં દષ્ટાંતો વધારે આગળ પડતાં છે, અને કૃષ્ણ અને રામનાં પ્રભુનાં સ્વરૂપ છે. સુદામાએ એક સમયે સખાની લાગણી દર્શાવી હતી; " અરે નિષ્ઠુર ! તું અમને યમુનાના ઘાટ ઉપર કહ્યા વગર મૂકીને ચાલ્યો ગયો ! પણ આખરે તો અમે તને શોધી કાઢ્યો છે ! ચાલો હવે સારૂં થયું. આવ ! અને તારા મિત્રને એક દ્રઢ આલિંગન આપીને સુખી કર ! હું તને ખરેખર કહું છું કે એક ક્ષણભર પણ તારો વિયોગ થાય છે તો અમારા ટોળામાંની ગાયો સુદ્ધાં વિહ્વલ થઇ જાય છે. અમારા વિચારો, ઇચ્છાઓ બધું અસત વ્યસત થઇ જાય છે."

શ્રીરૂપ ગોસ્વામી નીચે પ્રમાણે શ્રી કૃષ્ણના સખાઓનાં કૃત્યો ગણાવે છે, " તકરાર કરીને ખોટી મારામાર કરવી, પ્રભુનાં કપડાં ખેંચવાં, પ્રભુના હસ્તમાંથી ફૂલ ઝૂંટાવી આપણા શરીરને આભૂષણ રૂપે લગાડવાં વગેરે કૃત્યો પ્રભુના મિત્રો તેના પ્રત્યે કરે છે."

પ્રભુ સાથે જે માણુસ આ પ્રમાણે સખ્ય બાંધી શકે છે તે સખાભકત કહેવાય છે. શરતમાં ને શરતમાં તે પ્રભુને કહે છે કે,

"આવી જા! કોણ જીતે છે, તું કે હું?" અને છેવટે પોતાના પ્રેમથી પ્રભુને વશ કરે છે. રામપ્રસાદે કાલીને એજ પ્રમાણે વશ કરી હતી; "કાલીના નામનું શ્રવણ એજ મારા કર્ણોનો અલંકાર છે, અને તેના નામનું રટણ કરવું એજ મારા ગળાનો હાર છે. મારી પાસે પ્રણય રૂપી માણેકનો હાર છે, તો બીજાં આભૂષણોનું મારે શું કામ છે?"

અંધ બિલ્વમંગળ વૃંદાવનને માર્ગે જેમ તેમ ગમન કરી રહ્યો છે, અને શ્રીકૃષ્ણ પોતે નાના છોકરાને વેશે તેને રસ્તો બતાવે છે. બિલ્વમંગળનું હૃદય પ્રભુનો સ્પર્શ કરવાને ઘણું આતુર હતું, એટલે તે હાથ પકડી રાખવાને તેણે પ્રયત્ન કર્યો; પણ શ્રીકૃષ્ણ તરત હાથ છટકાવી નાશી ગયા, ત્યારે બિલ્વમંગળ બોલી ઉઠયો, "હે કૃષ્ણ! આવી રીતે મારો હાથ તરછોડી નાંખવામાં શું પરાક્રમ છે? હા! જો તું મારા હૃદયમાંથી નાશી જઇ શકે તો તો હું તારૂં પરાક્રમ ખરૂં માનું!" સખાભક્તિનું આ એક અપ્રતિમ દૃષ્ટાંત છે.

વાત્સલ્ય ભક્તિને સમજવી જરા કઠિન છે. નીચે આપેલા બંગાલી કાવ્ય ઉપરથી કાંઇક સમજણ પડશે; "હે વ્રજરાજ! સાંભળ! આજે રાત્રે ગોપાળ મારા સ્વપ્નામાં આવ્યો, અને હવે તે કોણ જાણે ક્યાંએ જતો રહ્યો! અરે! તે કેવો તોફાની હતો! ચંદ્રના જેવા વદનવાળો, આંસુથી ભરેલાં લોચનવાળો, તે મારા લુગડાનો છેડો ઝાલીને ખેંચતો હતો અને રડીને કહેતો હતો, 'મા! મા! માખણ આપ!' એના શરીરપર વળગેલી બધી ધૂળ મેં ખંખેરી નાંખી, અને એને છાતી સરસો ચાંપ્યો. મારા લુગડાના છેડા વતી તેનાં આંસુઓ લૂછી નાંખ્યાં. પણ મારો ચંદ્ર તો ચાંદલીઆને માટે રડવા લાગ્યો! એનું પોતાનું મુખ કોટિચંદ્રના કરતાં વધારે સુંદર છે પછી

તે ચાંદાને માટે કોણ જાણે કેમ રડતો હશે ? મેં કહ્યું, 'બધા ચંદ્રોમાં કલંક વગરનો ચંદ્ર તું જ છે! એવા તો કેટલાએ ચંદ્રો તારા પગની પાની નીચે રગદોળાય છે!' એનું શામળું મુખ ધૂળથી વધારે મેલું દેખાતું હતું, અને કેવા મધુર અવાજે એણે મને કહ્યું, 'મા, મા! માખણ!' પણ અફસોસ! મેં એને કહ્યું, 'આઘો જા! હમણાં નહિ.'"

આ કવિતામાં કેવો દૈવી માતૃપ્રેમ ઉછાળા મારી રહ્યો છે! જસોદાનું હૃદય આવા પ્રેમથી ભરેલું હતું. તેની છાતીમાં કેટલું દૂધ આવે છે?

આ કવિતાનો આધ્યાત્મિક અર્થ ઘણોજ સુંદર છે! પ્રભુ પોતાના ભક્ત પાસે પ્રેમની ભિક્ષા માગતો આવે છે. ભક્ત તેને ક્ષણ ભર લાડ લડાવે છે અને પછી તેને પાછો મોકલી દે છે. પ્રભુ પણ શોકથી વિખૂટો પડે છે અને ભક્ત પણ પ્રભુની ગેરહાજરીમાં પાછો શોકગ્રસ્ત થઇ જાય છે. વિજળીના ચમકારાની માફક પ્રભુ ભક્તની પાસે આવે છે અને પાછો જતો રહે છે. તે સંતાકૂકડી રમે છે. એક બંગાલી કાવ્યમાં કહ્યું છે કે; "'હું આ-આ-રહ્યો! મને અડકી જા જોઉં! મને પકડી કહાડ જોઉં!' અને હું શોધી શોધીને થાકી જાઉં છું, ત્યારે તું મારા મનમાં 'ઓ-ઓઓ'-કરીને બૂમ પાડે છે!"

પ્રભુની ભક્તિ દાંપત્ય પ્રકારમાં વર્ણવવી અશક્ય છે. જેમ પતિપરાયણ સ્ત્રી પોતાના પતિ શિવાય બીજું કાંઇ જાણતી નથી તેવીજ રીતે ભક્ત પણ ભગવાનના શિવાય બીજું કાંઇ પણ જાણતો નથી. ભક્ત પોતાના પ્રભુને સંપૂર્ણ આત્માર્પણ કરી દે છે. તે કહે છે કે, "તારા સૌંદર્યનો વિચાર આવતાં મારાં નેત્રોમાથી અશ્રુઓનો પ્રવાહ ચાલે છે, અને તારી સરળતાનો વિચાર કરતાં મારૂં મન

ધ્યાનમાં મગ્ન થઈ જાય છે. મારૂં પ્રત્યેક અંગ તારા અંગની ઉત્કંઠા કરે છે. મારો આત્મા તારા આત્માને માટે ઝંખે છે."

આના કરતાં વધારે ઉચ્ચ ભક્તિ કઇ હોઇ શકે? શ્રી ચૈતન્ય દેવ આ ભક્તિથી ઉભરાતા હતા—તેમાં તદ્દન ડુબી ગયા હતા. મનુષ્યનો આત્મા પરમાત્માની સાથે રાધિકા અને શ્રી કૃષ્ણ વચ્ચે જેવો હતો તેવા સંબંધથી જોડાય છે, અને તેનું સર્વોત્તમ દૃષ્ટાંત શ્રી ચૈતન્ય દેવ છે.

દાંપત્ય પ્રેમની લાગણીથી જ્યારે હૃદય પરિપૂર્ણ વિકાસ પામી પ્રેમના પૂરમાં તણાય છે, ત્યારે ભક્ત " નિરખી નિરખીને પ્રભુનાં દર્શન કર્યાજ કરે છે, અને આનંદના ઓઘ આવે છે; પ્રેમનાં પૂરનો તો પારજ રહેતો નથી!"

આ સ્થળે એક ખાસ સૂચના આપવાની જરૂર છે કે, આ પ્રભુમય પ્રેમમાં શારીરિક મોહની જરા પણ ગંધ હોતી નથી. અરે! ગંધ હોતી નથી એટલુંજ નહિ, પણ તે શુદ્ધ, સાત્વિક, પ્રભુમય પ્રેમના વાતાવરણમાંજ તે લાગણી આવે છે અને તે પ્રેમ અને આનંદ શારીરિક મોહમાં સ્વર્ગ માનનાર ક્ષુલ્લક પ્રાણીને આવી શકેજ નહિ!

વળી, " તેઓ એક બીજા પ્રત્યે પ્રણય દર્શાવે છે. ઘડીમાં તેઓ પ્રણયકલહ કરે છે, અને ઘડીમાં પાછા એકઠાં થઇ બેઠીને ચુંબન કરે છે, અને એક બીજાની પ્રશંસા કરે છે, અને આખો સમય નેત્રોમાંથી અશ્રુ વહ્યાં કરે છે."

આ પ્રેમની પરિસીમાને વિરલાજ પ્રાપ્ત કરી શકે છે. આ પ્રેમમાં મગ્ન થઇનેજ શ્રી ગૌરાંગ ચૈતન્ય જગન્નાથપુરીમાં દર્શન કરતાં બોલી ઉઠયા, " અહો! મને આજે મ્હારો તે નાથ પ્રાપ્ત

થયો છે! એના વિરહમાંજ આટલા દિવસ હું પ્રણયાગ્નિથી બળી ભસ્મ થતો હતો."

જો મનુષ્યો એ દૈવી પ્રેમમાં મગ્ન થાય તો આ જગતમાંથી દુષ્ટ વિકારોનો સમૂળો નાશ થાય!

જે માણુસ આ કોટિએ પહોંચે છે તેના સર્વે બાહ્યોપચાર સરી પડે છે. તેને કર્મકાંડ કે ક્રિયાઓની કાંઇ જરૂર નથી. હાફિઝ કવિએ પોતાના ધર્મમાં ગણાવેલી બત્રી ફરજોનો ત્યાગ આ સિદ્ધાંત પરજ કર્યો હતો; અર્થાત્, તે પ્રભુના પ્રેમમાં મસ્ત થઇ ગયો હતો. એક બંગાલી કવિતામાં કહ્યું છે કે, "જેના હૃદયમાં પ્રણયસ્વરૂપ પ્રભુ સાક્ષાત્ બિરાજે છે, તેને વળી માળાઓ, જપ અને એવા બાહ્યોપચારોની શી જરૂર છે?"

બિલ્વમંગળમાં "પંગાલિની" નામના પાત્રનું ચરિત્ર ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે, કારણ કે ઉપર જણાવેલા પ્રેમનું તે એક અનુપમ ઉદાહરણ છે. પ્રભુની વાંસળીના નાદથી એના ઉપર કેવી અસર થાય છે? "સાંભળો! એ મંત્રવિદ્યાવાળા જાદુગરની વાંસળી સાંભળો! અહો! મને કેવી ઘેલી ઘેલી કરી મૂકે છે. કદંબના વૃક્ષ નીચે એકલો એકલો મારી વાટ જોતો વાંસળી વગાડી આશાભરી નજરે મારા આવવાના રસ્તા તરફ નજર કર્યા કરે છે. મારા પ્રણયમાં ગાંડોતૂર થઇને મને વારે વારે બોલાવે છે. હું જો હમણાં ન જાઉં તો જળભરી આંખોએ નિરાશ હૃદયે તે પાછો જશે."

જેણે પોતાના અંતર આત્મામાં આ વાંસળીનો અવાજ સાંભળ્યો છે, તે બધાએ ગાંડા બન્યા છે! શ્રી કૃષ્ણ પ્રત્યે ગોપિકાઓનો પ્રેમ ભકિતનો સર્વોત્તમ દાખલો છે. અલબત, એ પ્રેમમાં

શારીરિક મોહનો છાંટો માત્ર પણ હોવો જોઇએ નહિ, તે ઉપર કહેવામાં આવ્યું છે. ગોપિકાઓને થતી વિરહપીડાનો ખ્યાલ શ્રી ચૈતન્યના ચરિત્રમાંથી મળી આવશે. રાસલીલા રમતાં વચમાં શ્રી કૃષ્ણ ભગવાન અદૃષ્ય થઇ ગયા એટલે બધી ગોપિકાઓ વિરહથી વ્યાકુલ થઇને વનના જડપદાર્થોને શ્રી કૃષ્ણની ખબર પૂછતી હતી; તેના તોલમાં તો શ્રી ચૈતન્યનીજ ભક્તિ આવી શકે!

"વિરહાગ્નિથી પીડાતો પ્રેમમાં ગાંડોતૂર થઇને ગૌરાંગ ભટકે છે. એણે હાસ્યવિનોદનો સમૂળો ત્યાગ કર્યો છે, એ જાણી મારૂં હૃદય ખેદ પામે છે. જડ કે ચેતન પદાર્થની સમક્ષ આવતાં તે વગર વિચારે એકનો એક પ્રશ્ન કર્યો જાય છે; 'અહો! મારો નાથ, વ્રજરાજ ક્યાં ગયો?' ઘડીમાં ધૂળમાં આળોટે છે અને ઘડીમાં ઉભો થઇ દોડવા માંડે છે. આ સ્થિતિ જોઇ રાધામોહન (કવિ) નું મન તો વિદીર્ણ થઇ જાય છે.

"વિરહપીડામાં તે શ્રીકૃષ્ણને ઘણાંએ કઠણ વચનોએ કરીને બોલાવે છે. કોઇવાર માનની લાગણીમાં આવી જઇ ફરીથી શ્રી કૃષ્ણનું નામ નહિ લેવાનો નિશ્ચય કરે છે, પણ હૃદય કહ્યું કરતું નથી, તેથી શ્રી કૃષ્ણ ઉપર અનન્ય પ્રેમ રાખનારી ગોપિકાઓનાં નામ એક પછી એક દીધા કરે છે. ઘડીમાં લાગણીનું પૂર આવતાં તેનો નિશ્ચય એક બાજુએ રહી જાય છે અને ગૌરાંગ પાછો લળીલળીને શ્રી કૃષ્ણને પોતાની પાસે આવવાને વિનંતિ કરે છે. વિવિધ પ્રકારના ભાવો તેના હૃદયમાં પ્રાધાન્ય મેળવવાને મથી રહ્યા હતા. ઘડીમાં શોક, નિરાશા, બેચેની, ઉત્સુકતા, આતુરતા, આનંદ વગેરે; પણ આ બધા ભાવોનું મૂળ તેનું શરીર એક શેરડીના ખેતરરૂપ હતું. તેને વિવિધ ભાવરૂપ હાથીઓએ જાણે

કચરી નાંખ્યું હોય નહિ! આ પ્રભુમય પ્રેમની લાગણીમાં—લગનીમાં—રોમાંચિત મન વડે પ્રભુને તે બોલ્યો, 'હે દેવ, હે દયિત, હે ભુવનૈકબંધુ! હે કૃષ્ણ! હે ચપલ! હે કરૂણાસિંધુ! હે નાથ! અહો! હું તને કોણ જાણે કયારેએ જોઇશ?'"

ક્ષણમાં ભક્ત તેને 'ચપલ' કહે છે અને તરતજ બીજી ક્ષણે પાછો તેને 'કરૂણાસિંધુ' કહે છે! પ્રેમની ભાષામાંજ એવી અસંબદ્ધતા હોય છે. સાધ્વી પતિવ્રતાની પેઠે ભક્ત પણ કહે છે, "હું તો તે પ્રભુને શરણે છું—ગમે તો મને હૃદય સાથે ચાંપે કે પછી મારાથી દૂર રહે! તે લંપટ ગમે તેમ કરે પણ આખરે તો તેજ મારા હૃદયનો નાથ છે, બીજો કોઇજ નહિ!"

પ્રભુનો પ્રસંગ થતાં ભક્તના હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળી જાય છે કે, "મેં મારા જન્મથી માંડીને તારા સૌંદર્યનું દર્શન કર્યું છે, છતાં પણ મને તૃપ્તિ થતી નથી; યુગના યુગ સુધી મેં તને આલિંગન આપેલું છે, છતાં પણ વધારે ને વધારે ઇચ્છા થાય છે. વારેવારે મેં એના મીઠા મધુ જેવા શબ્દો સાંભળ્યા છે, છતાં મને એમ લાગે છે કે જાણે એકે શબ્દ મારે કાને પડયો નથી! કેટલીએ મધુર રાત્રિઓ અમે સાથે ગાળી છે, છતાં પણ હું તેનો પ્રેમ સમજી શકયો નથી!"

**આ બધો બડબડાટ સામાન્ય બુદ્ધિવાળા માણસોથી ગ્રાહ્ય થાય તેમ નથી, પરંતુ એટલું તો સિદ્ધ છે કે જે ભક્તને પ્રભુ પ્રાપ્ત થાય છે તેના આનંદનો પાર રહેતો નથી.** વેદમાં પણ કહ્યું છે, "તેની મૈત્રી ઘણીજ મધુર છે." તે જાતેજ મધુરતા છે! પ્રભુના કરતાં વધારે મધુર બીજું શું હોય? સૌથી સુંદરના કરતાં વધારે સુંદર કઈ ચીજ હોય વારૂ? આવા ભકતો જે દેશમાં થાય તે દેશને પણ ધન્ય છે! ભક્તિની પરિસીમા તે પણ આજ!





# ઉપસંહાર.



ક્તિરૂપી પારસમણિના સ્પર્શથી જે મનુષ્ય પોતે સુવર્ણ થયો હોય તેના જેવો ભાગ્યવાન બીજો કોણ હોઇ શકે ? તેના ચરણની રજથી પણ આપણું કલ્યાણ થશે. પ્રભુ પોતે પણ પોતાના ભક્તોનો દાસ છે ! શ્રીમદ્‌ ભાગવતમાં શ્રી કૃષ્ણ ભગવાન પોતે કહે છે, "હે બ્રહ્મદેવ ! હું મારા પોતાના અખત્યારમાં નથી ! કારણ કે મને તો ભક્તોએ બાંધી લીધો છે. મને મારા ભક્તો ઘણા પ્રિય છે. તેમણે મારૂં હૃદય સંપૂર્ણ રીતે કબજે કરી લીધું છે, એટલે મારા હૃદયપર મારી સત્તાજ ચાલતી નથી."

વળી "મને સમૃદ્ધિની પરવા નથી. જે પરમભક્તો મનેજ પોતાનો અંતિમ પ્રાપ્ય ગણે છે, તેમને ખાતર હું મારા આત્માનો પણ ભોગ આપવાને તૈયાર છું."

પ્રભુ ઉપર ભક્તની આટલી બધી સત્તા હોય છે ! "જે ભક્તો મારે માટે સ્ત્રી, પુત્ર, સગાં, ઘર વગેરેનો ત્યાગ કરીને મારે શરણે આવેલા છે, તેઓનો હું ત્યાગ કેવી રીતે કરી શકું ? કારણ કે તેઓ મારે માટે પોતાના જીવનની કે પરલોકની પણ દરકાર કરતા નથી."

"જે પવિત્ર પુરૂષો સર્વત્ર સમદૃષ્ટિ હોય છે અને જેમનાં હૃદય મારાપર આસક્ત હોય છે, તેઓ મને તદ્દન પરાધીન કરી વશ કરી લે છે."

"મારી ભક્તિમાં આનંદ પામીને તેઓ ચાર પ્રકારની મુ-

ક્તિની પણ ઇચ્છા કરતા નથી, તો પછી જગતના ક્ષુલ્લક, ક્ષણિક પદાર્થોની તો તેઓને ક્યાંથીજ વાસના હોય ?"

શ્રી પ્રભુ કહે છે, "સંત પુરૂષોનું હૃદય હું છું અને મારૂં હૃદય સંત પુરૂષો છે. તેઓ મારા શિવાય બીજું કાંઇ જાણતા નથી, હું તેમના શિવાય બીજું કાંઈ જાણતો નથી."

પ્રભુ સાથે જેઓ આવા સંબંધમાં આવેલા છે તેમના કરતાં વધારે સુખી અને ઉન્નત બીજા કોણ હોઇ શકે ? "તેમના પિતૃઓ આનંદ પામે છે, દેવતાઓ હર્ષથી નૃત્ય કરે છે અને આ પૃથ્વી એવા ભક્તોને લીધેજ હજી સનાથ છે."

જે પૃથ્વીપર આવા ભક્તો ચાલે છે તે સુવર્ણમય છે, અને જે જે વસ્તુને તે સ્પર્શ કરે છે તે હીરા જેવી થઇ જાય છે ! જ્યાં જ્યાં તેની દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં પૂર્ણચંદ્રનો પ્રકાશ ફરી વળે છે. તેના શરીરની હીલચાલમાં દૈવી પુષ્પોની સુગંધ પીમળે છે. તેના શબ્દોનું શ્રવણ કરતાં પાપીનાં હૃદયકમળનો વિકાસ થાય છે. તેના દરેક કાર્યદ્વારા સ્વર્ગગંગાનો પ્રવાહ પૃથ્વીને રેલમછેલ કરી મૂકે છે, અને તેનો એકેએક વિચાર દુઃખસાગરમાં ડૂબી ગયેલા જગતપર શાંતિ અને સદ્દભાવનાનાં પુષ્પો વેરે છે. જગતના મ્હોટા મ્હોટા નરાધિપના મુકુટમણિઓ તેના ચરણમાં ઢળે છે. આપણે પણ ભક્ત અને ભગવાનનું ઐક્ય આખા જગતમાં પોકારીએ ! અને પ્રભુ આપણને પણ તે સંયોગની ઝાંખી કરાવશે. હૃદયને ભુરકી નાંખનાર–મદારી–પ્રભુ–આપણા હૃદયમાં પણ તેના ભક્ત સહિત ભલે બીરાજો ! અને આપણે પણ તેવે સમયે ઉચ્ચ સ્વરે ગાઈશું, **"જગતનું કલ્યાણ કરનાર હરિના નામનો જય થાઓ ! જગતનું નિત્ય કલ્યાણ કરનાર તે હરિના નામનો ફરી ફરીને જય થાઓ !"**

**ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**